અનુભવસિદ્ધ

# ઔષધોપચાર સંગ્રહ



પ્રકાશક

ભાગ્યોદય ઑફિસ

ભાગ્યોદયની ૧૪ મા વર્ષની ભેટ

અનુભવસિદ્ધ

# ઔષધોપચાર સંગ્રહ

માં લેખકે અનુભવ કરેલાં, દરેક રોગ ઉપર વાપરી ખાત્રી
કરેલાં દેશી ઔષધોની બનાવટનો સંગ્રહ છે.


લેખક

**વૈદ્યશાસ્ત્રી અમૃતલાલ ત્રિભુવન યાજ્ઞિક**

અમદાવાદ.



પ્રકાશક

**વૈદ્ય જેઠાલાલ દેવશંકર દવે**

તંત્રી ભાગ્યોદય

ભાગ્યોદય ઑફીસ-ખાડીયા-અમદાવાદ





શ્રી ભાગ્યોદય પ્રિન્ટીંગ પ્રેસ-ખાડીયા, અમદાવાદમાં
જેઠાલાલ દેવશંકર દવેએ છાપી અને
પ્રસિદ્ધ કર્યું. ખાડીયા અમદાવાદ.

સને ૧૯૨૬ પ્રથમ આવૃત્તિ સંવત ૧૯૮૨

મૂલ્ય રૂ. ૧—૮—૦

# જેઠાલાલ દેવશંકર દવે વૈદ્ય કૃત પુસ્તકો

શિક્ષક–ફોજદારી રેવન્યુ અને દીવાની કાયદાઓનું જુથ રૂ ૧૫)
ભવિષ્યવેત્તા–ભુત ભવિષ્ય અને વર્તમાનકાળનું જ્ઞાન પ્રાપ્ત કરાવનાર રૂ ૫)
ધનવાન–(વોલ્યુમ ૧ લું) ધન આપનાર હજારો પ્રયોગો કીં. રૂ. ૧૦)
ધનવાન–(વોલ્યુમ ૨ જું)ધનપ્રાપ્તિના માર્ગો હુન્નર ઉદ્યોગ શિક્ષક રૂ. ૮)
માસ્તર ઓફનોલેજ–અંગ્રેજી, બંગાળી,મરાઠી, હિંદી, સંસ્કૃત,શિક્ષકરૂ. ૭)
હિંદુસ્તાનની તીર્થયાત્રા–આખાહિંદનાં ધામોની સંપૂર્ણ હકીકત રૂ.૭)
સ્વધર્મનિષ્ટ દૈવીજીવન–ધર્મનિષ્ટ ૧૫૦ મહાન પુરૂષોનાં જીવન રૂ ૬)
ત્રિકાળદર્શક દર્પણ–(વો. ૧ લું) કિંવા પ્રેતાવાહનવિદ્યા રૂ. ૫)
ચમત્કૃતિજ્ઞાન દર્શકદર્પણ–થોટરીડીંગ, યોગવિદ્યા, મેસ્મેરીઝમ રૂ. ૫)
સ્ત્રીહિત શિક્ષક ચદ્રકાંતાની આત્મકથારૂપે ૧૫૦ સતીઓનાં જીવન રૂ૪)
શ્રીમદ શંકરાચાર્ય–ચરીત્ર કિંવા શંકરદિગ્વિજય-સંપૂર્ણ જીવનચરીત્રરૂ.૩)
શ્રી ચરકસંહિતા–વો. ૧ લું. મૂળસહિત ભાષાતર વૈદકનો પુરાતનીગ્રંથરૂ.૫)
મહાત્મા ગાંધી–અને હિંદના નવ નરરત્નોનાં જીવનચરીત્રો.: રૂ ૧-૮
સરવે રેવન્યુ અને ફોજદારી–૨૦ કાયદાઓનોસંગ્રહ(ચોથી આવૃત્તિ)રૂ ૪)
વહુ ઠકુરાણી–ટાગોરકૃત નવલકથા રૂા. ૧॥
રાજર્ષિ––ટાગોરકૃત નવલકથા રૂા. ૧॥
ગૃહિણી રત્નમાળા-ભાગ ૧ લો અને બીજો–કૌમુદિનીની આત્મકથા રૂ.૨)
પરશિઅન નાઇટસ–અરેબીયનનાઇટસ જેવીજરસીલીવાતોનો સંગ્રહરૂ.૧॥
એકાગ્રતા અને દિવ્ય શકિત–અધ્યાત્મ જ્ઞાન પ્રાપ્ત કરાવનાર રૂ. ૧)
આત્મજયોતિ–કિંવા બ્રહ્મદર્શન–તત્વજ્ઞાન સંબંધી ઉત્તમ પુસ્તક રૂ. ૧)
વિનોદચંદ્ર—રસીક અને ઉપયોગી નવલકથા રૂ ૧

**દવે ફાર્મસી અને ભાગ્યોદય ઑફીસ–અમદાવાદ.**

# પ્રસ્તાવના.

ભાગ્યોદયના ગ્રાહકોને દર વર્ષે ઉપયોગી ભેટ આપવાનો નિશ્ચય કરેલો છે. ભાગ્યોદયના ચૌદમા વર્ષની ભેટ " અનુભવસિદ્ધ ઔષધોપચાર સંગ્રહ ' આપતા અમને હર્ષ થાય છે. આ પુસ્તક અમારા સ્નેહી ભાઇ વૈદ્યરાજ અમૃતલાલ ત્રિભુવન યાજ્ઞિકનું લખેલું છે. તેમણે લાંબા વખતના વૈદકના અનુભવના અંતે દરેક રોગ ઉપર ઉત્તમમાં ઉત્તમ ઔષધોની ખાત્રી કરી તે ઔષધોની બનાવટનો સંગ્રહ આ પુસ્તકમાં કરેલો છે. પોતે ધર્માદા દવાખાનામા ઘણા વર્ષથી કામ કરે છે. ત્યા હાલમાં પોતે જે જે દવાઓ વાપરે છે તેની બનાવટના પ્રયોગો પણ તેમણે પાંચમા પ્રકરણમા આપેલા છે.

દરેક રોગની અનેક દવાઓના પ્રયોગો શાસ્ત્રમા બતાવેલા છે. પણ વૈદ્યને જેનો અનુભવ ન થયો હોય ત્યાં સુધી અમુક રોગ ઉપર કયો ખાસ પ્રયોગ અજમાવવો તેની તેને શંકા રહે છે. તેથી વૈદ્યરાજ અમૃતલાલભાઇએ ખાસ અજમાવી ખાત્રી કરેલા પ્રયોગોનો સંગ્રહ તૈયાર કરી આ પુસ્તક રચ્યું છે. જેથી તે વૈદ્યો અને જનસમૂહને ઘણું ઉપયોગી થઇ પડશે.

ઘણા વૈદ્યો પોતે જે જે દવાઓ જાણે છે તે બીજાને પૈસા લઇને પણ શીખવાડતા નથી કારણ કે તેમાં તેમની રોજી છે. ઘણી એવી માત્રાઓ અને જડીબુટ્ટીઓનું જ્ઞાન સાધુ સંન્યાસીઓ પાસેથી મેળવવા પણ ઘણું દ્રવ્ય ખર્ચવું પડે છે. શાસ્ત્રના પ્રયોગો તો જગજાહેરજ છે. પણ તે બધામાંથી કયો પ્રયોગ વધુ ખાત્રી વાળો છે તે જ્યાંસુધી બધા પ્રયોગો તે અજમાવે નહિ ત્યાં સુધી ખાત્રી ન થાય

જેથી વૈદ્ય શ્રી અમૃતલાલભાઇએ પોતે અજમાવેલા શાસ્ત્રિય પ્રયોગો, ગુરૂ પરંપરાથી મેળવેલા, અજમાવી ખાત્રી કરેલા અને અનુભવીઓ પાસે મેળવેલા પ્રયોગોનો સંગ્રહ આ પુસ્તકમાં કર્યો છે જે પુસ્તક ગ્રાહકોને ઘણુ જ કિંમતી થઇ પડશે.

એકેક પ્રયોગના વીસ વીસ હજાર રૂપીયા લઇ તેના એક્સપર્ટો બીજાને વેચી દે છે. એવા ઘણા ખાત્રીવાળા પ્રયોગો આ પુસ્તકમાંથી મળી આવશે. તેની કિંમત અને ભાગ્યોદયનું લવાજમ તો તેમાંના માત્ર એક જ પ્રયોગથી વસુલ થઇ જશે એવી અમારી ખાત્રી છે.

આવું ઉપયોગી પુસ્તક ભાગ્યોદયના ગ્રાહકોને ભેટ આપવા અમારા મિત્ર ભાઇ અમૃતલાલે કાંઇ પણ મહેનતાણું લીધા સિવાય અમને છપાવી પ્રસિદ્ધ કરવા આપ્યું તે માટે અમે તેમનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે. તેમના જેવા અનુભવી વૈદ્યો ઉદાર હૃદયે પોતે જાણેલા અનુભવસિદ્ધ પ્રયોગો બીજાને બતાવવા તૈયાર થાય, અને એવી રીતે આયુર્વેદની અમુલ્ય ઔષધીઓ પ્રસિદ્ધિમાં આવે તો એક મહાન કાર્ય કર્યું ગણાશે.

આવું ઉપયોગી પુસ્તક ગ્રાહકોને જ્યાં સુધી શીલીકમાં હશે ત્યાં સુધી મળી શકશે. ગ્રાહકોમાં વ્હેંચાઇ ગયા પછી તે પૂરી કિંમતે પણ નહિ મળે માટે નવા ગ્રાહકોએ ભાગ્યોદયના ગ્રાહકોમાં પોતાનું નામ સત્વર નોંધાવી દેવું એવી ભલામણ છે.

ભાગ્યોદય ઑફીસ<br>
અમદાવાદ<br>
મહા શિવરાત્રી–સને ૧૯૮૨<br>
તા. ૧૧–૨–૧૯૨૬

વૈદ્ય જેઠાલાલ દેવશંકર દવે<br>
પ્રસિદ્ધ કર્તા.

# કર્તાની પ્રસ્તાવના

મારા લાંબા વખતના અનુભવ પછી મને સમજાયું કે અમુક રોગો પર ખાસ કામ કરનાર દવાઓ આટલી જ છે ને તેમાં લાખો માણસો પર વાપરી તેના અકસીર ગુણોનો અનુભવ કર્યા પછી કેવળ લોક હિતાર્થે પ્રગટ કરી દેવી એવી મારા અંતઃકરણમાં ઇચ્છા સ્ફુરી ને તેને મારા આત્મ ગુરૂબંધુ શ્રીમાન વૈદ્યરાજ જેઠાલાલભાઇ દેવશંકરભાઇએ અનુમોદન આપ્યું તેથી આ પુસ્તક રૂપે પ્રગટ થયું ને તે પુસ્તક પોતે ભાગ્યોદય માસીકના ગ્રાહકોને ભેટ આપવા પોતાની ઇચ્છા જણાવી તેથી મને અધિક આનંદ થયો છે. આ પુસ્તકમાં રોગવાર નિદાન લખવાની મારી ઇચ્છા હતી પણ આ આવૃત્તિમાં તેમ બની શકયું નથી. ઇશ્વર કૃપાથી બીજી આવૃતિ છપાવા યોગ આવશે તો તેમાં નિદાન સાથે પ્રગટ કરવામાં આવશે.

આ પુસ્તકમાં જે જે દવાઓ આવી છે તેનો ઉપકાર સ્વર્ગસ્થ સુરતવાળા વૈદરાજ તિલકચંદભાઇનો છે. તેમને ઘણા વર્ષ પહેલાં હું તેમનો રૂબરૂ સમાગમમાં ગએલો તે વખતે તેમણે પ્રયોગો બતાવેલા ને મેં તે આચારમાં મુકયા,તો મને તેનાં મીઠાં ફળ જણાયાં તેનો લાભ આપને લેવા આ પુસ્તકરૂપે આપની પાસે રજુ કરૂં છું. બીજો ઉપકાર પાટણવાળા ડૉ. ચંદુલાલ મુકુંદરાય વૈદ્યરાજનો છે કે જેઓએ મારી ધંધાની શરૂઆત વખતે ઘણા પ્રયોગો આ પુસ્તકમાં છે તે બતાવેલા તેનો પણ અનુભવ કરતાં સફળતા મળેલી તેનો લાભ પણ આપને આપું છું. ત્રીજો ઉપકાર કાઠીઆવાડના સુપ્રસિધ્ધ રાજકોટ નિવાસી મારા

પુજય આ વિદ્યાના ગુરૂજી વૈદ્યરાજ ભાણજીભાઇ રુપજીભાઇનો છે. જેમની પાસે આ ધંધાનો મેં અનુભવ લીધેલો ત્યારે તેમના તરફથી મળેલા તથા બીજા એક રાજકોટના હકીમ જેનું નામ વિસ્મરણ થઇ ગયેલ છે તેમના તરફથી મળેલા તે પણ ઉત્તમોત્તમ જણાયા અને લાભદાયક નીવડેલા તેનો પણ તમને લાભ આપવામાં આવ્યો છે. બાકી મને જે જે આ ધંધાના લાંબા અનુભવે અનુકુળ પડેલા ઉપાયો તે પણ જણાવ્યા અર્થાત આ પુસ્તકથી આપને જે લાભ થાય તે ઉકત મહાપુરુષોને લીધે જ છે. હું તો માત્ર તેમણે બતાવેલા રસ્તે ચાલી તે વસ્તુ સિધ્ધ કરી જન ઉપયોગી જણાતાં આપની પાસે રજુ કરૂં છું.

તેમજ હું હાલ કઇ પધ્ધતિથી કામ કરૂં છું તે પણ મેં પાંચમા પ્રકરણમાં જણાવી દીધું છે.

ધીકાંટારોડ
અમદાવાદ.

લી
વૈદ્યશાસ્ત્રી અમૃતલાલ ત્રિભુવન યાજ્ઞિક



# વિષયાનુક્રમણિકા.

## અનુભવસિદ્ધ

# ઔષધોપચાર સંગ્રહ

## પ્રકરણ ૧ લું.

### ભસ્મોની બનાવટના પ્રયોગો.

### ભસ્મોનો વિધિ.

#### લોહ ભસ્મ

ગજવેલનો ભુકો (થોડા ઝાપની ગજવેલનું ચુર્ણ લેવું) ત્રાંબાના વાસણમાં નાંખી જાંબુની અંતરછાલના રસમાં બુડાડી રાખીને સાત દિવસ તડકે રાખવો, એ ભસ્મ થાય તે સુર્યપુટી ભસ્મ કહેવાય.

**બીજી વિધિ**—પોલાદ તો ૧, પારો તો. ૧, આકડાનું દુધ તો ૧, લીંબુનો રસ તો ૧ એકત્ર ઘુંટીને ટીકડી કરીને છાણું એક કાપીને તેમાં મેલી ઉપર બીજું છાણું ઢાંકી અગ્નિ આપવી પછી ફરી ઘુંટયા વિના બે છાણામાં મૂકીએ તો રાતી ખાખ બરોબર તો. ૨ થશે.

**ત્રીજી વિધિ**—ખોડીઆ કલારના રસમાં દિવસ ૩ ગજવેલનો ભુકો ઘુંટી લુગદી કરી સંપુટમાં પકવી દેવો.

ચોથી વિધિ--ગજવેલનો ભુકો વગર વિઆએલ વછેરીના મુત્રમાં ૭ દિવસ પલાળવો, ૭ દીવસ ઘોડાના મુત્રમાં, ને ૭ દીવસ ગોમુત્રમાં પલાળી પછી આકડાના ક્ષિરની ભાવના આપી ગજપુટ અગ્નિમાં ફુંકી દેવો.

પાંચમો વિધિ--ગજવેલના ભુકાને દાડમના પાનના રસમાં ૭ દિવસ પલાળી રાખવો. સુકાય ત્યારે રસ નાખ્યા કરવો, પછી કુંવારના રસમાં ઘુંટી ગજપુટમાં ફુંકી દેવું.

છઠો વિધિ--ગજવેલના ભુકાને સરસીઆના ખોળમાં ખાંડી ચાળી,પાણીમાં લસોટી ટીકડીઓ બનાવી ગજપુટ અગ્નીમાં ફુંકી દેવી.

## જસત ભસ્મ

જસત ટાંક ૯ લોઢાની કઢાઈમાં ઓગાળી પછી ભોરંગડીનાં પાન અથવા ખાખરાના પાન અથવા હીરવણીનાં પાન એ ત્રણમાંથી જે રસ મળે તે રસ જસત ઓગળ્યા પછી તેમાં નાંખવાથી સફેદ મરે છે પછી ત્રિફળાના કાઢામાં રાંધવી.

બીજી વિધિ—ટાટની કોથળી લઇ તેમાં પીપળાની છાલનો ભુકો, જસતના પતરાનો થર થરોથર કરી કોથળીનું મોંઢું શીવી જંગલી છાણાનો ઢગલો કરી વચ્ચે રાખી ફુંકી દેવું.પહોર એકે ટાઢું થાય ત્યારે કાઢવાથી સફેદ ભસ્મ થાય.

ત્રીજી વિધિ—જસતને લોઢાની કઢાઇમાં ગરમ કરી તેલની પળીથી હલાવીએ તો મરી જાય. પછી લીલી ભાગ ને મરીનો ભુકો નાંખતા જવું.

ચોથો વિધિ—જસતને ઓગાળી દુધમાં ઠારવી. પછી માટીના કુલાડામાં મુકી અગ્ની ઉપર મુકવું. નિચે ખુબ તાપ કરી લીંબ-

ડાની લાકડાથી હલાવવું. ૩।। કલાક ઘુંટવાથી જસતના રસની ઘોળી ખાખ થઇ જશે. અને તેને ત્રિફળાનો ને કુંવારનો પુટ આપવો.

## તામ્ર ભસ્મ

વન મોગરાના પાનનો રસ લઇ તેમા જુનો પૈપો પલાળી તેની લુગદીમાં રાખી જંગલી છાણા બેની વચમાં રાખીને ફુંકીએ તો સફેદ ભસ્મ થાય. વન મોગરો કપાસમા ઉગે છે તેને હજારીના જેવાં સફેદ ફુલ થાય છે. શણુ જેવા પાંદડાં થાય છે. પાન ચાવીએ તો અકલ-કરા જેવી તમતમાટી જીભે જણાય છે.

**બીજો** વિધિ—ત્રાંબુ ટાં. ૫, આમલસારો ગંધક ટાં. ૫, સંચળ ટાં.૫, ગોદડીઆ છાલના લીંબુના રસમાં ત્રાંબાનો ભુકો, સર્વે ભીંજવી અને સુરજના તાપમા ઉનાળાના દીવસોમાં દીવસ ત્રણ સુધી રાખીએ તો ત્રાબુ સુર્યના તાપે મરે ને ભસ્મ થાય.

**ત્રીજો વિધિ**—શુદ્ધ પૈસો લઇ કલઇની ડાબડી રૂ. ૩ ભારની કરાવી તેમા નેપાળાનાં બીજ રૂ. ૫ ભાર વાટી દાબલીમાં ભરી વચમાં પૈસો રાખી ડાબલી બંધ કરી તેના ઉપર ચિંથરાં શેર ૮ વીંટીએ પછી એકાન્તમાં સળગાવીએ તો ભસ્મ થાય.

**ચોથો** વિધિ- શુદ્ધ પૈસો, નેપાળો રૂ. ૨૦ ભાર બીલામાં ૨૦ ભાર, ધંતુરાનાં બીજ ૧૦ ભાર સરવે ઘુંટી પૈસાના પત્રા ઉપર લપેટી લોદો બનાવી તેના ઉપર પાંચ શેર ચીંથરાં વીંટીને માટીની હાંલ્લીમાં રાખી ફુંકી દેવું જેથી ભસ્મ થાય છે.

**પાંચમો** વિધિ--ગંધક આમલસારો તો. ૨ વાટીને તાવડીમાં પાથરવો તે ઉપર પૈસો એક મુકવો તે ઉપર ગંધક તો. ૨ નાંખવો, તે ઉપર રેત ભરવી ચુલે મેલી અગ્નિ કરવી તે રેત ધાણી ફુટે એવી થાય ત્યારે ઉતારવી. પૈસો ફુલશે.

છઠો વિધિ—નેવરી અથવા ઉભી ભોરીંગડીની લુગદીમાં પૈસો મુકી ગજપુટમાં ફુંકી દઇએ તો ભસ્મ થાય. ચાર વખત ફુંકવો.

સાતમો વિધિ—પૈસાને અરીઠાના પાકા ફળનો રસ કાઢીને ગરમ કરીને તેમાં ૧૦૮ વાર બુઝાવવો પછી દારૂડીની લુગદી તો.૨૦ ની કરી તેમાં રાખી ગજપુટથી ફુંકી દેવો જેથી ખાખ થાય.

## નાગ ભસ્મ

સીસાને ઓગાળીને ગળજીભીનો રસ નાંખીએ તો ભુકો થાય.

બીજી વિધિ—સીસુ ટાં. ૧૦ ઓગાળીએ તેમાં કુંવારના રસનો ગરભ નાંખી હલાવીએ ( ચકમક પથરથી ) તો ખાખ થાય. જ્યારે સીંદુર સરખો રંગ થાય ત્યારે ખાખ થઈ સમજવી.

ત્રીજી વિધિ—સીસુ શેર ૦ll લોઢાની કડાઇમાં ગાળીએ અને તેલની પળીએ હલાવીએ એટલે મરે, ખાખને હીરાકસીના પાણીથી વાટી થેપલી કરી ફુંકી દેવાથી કેશરી રંગની ખાખ થાય.

ચોથો વિધિ—લીંબડાના પાનને ખાંડીને કપડછાણ કરી સીસાનાં ઝીણાં પતરાં કરી, પછી કોડીઆમાં સીસાનાં પતરાં અને પાનનો થર દેવો. ખુબ દાબીએ પછી કોડીયું ઢાંકીએ અને એક ટોપલા છાણામાં ફુંકીએ એટલે ભસ્મ થાય.

પાંચમો વિધિ—સીસું તો.૨, વડની વડવાઇ તોલા ૨, કપાસનાં પાંદડાં ૫ ભાર તેને ઘુંટી લુગદીયો બે કરી તેની વચમાં સાસુ મુકી દશશેર છાણામા ફુંકી દેવું જેથી ભસ્મ થાય.

છઠો વિધિ—સીસાને લેઇને બોરના ડંડાથી લોઢાની કડાઇમાં હલાવવું એટલે શુદ્ધ નાગેશ્વર બને છે. ડીંટાને લુંગડું બાંધવું જેથી દઝાય નહીં.

## બંગ ભસ્મ

શુદ્ધ કલાઇ લાવી આકડાના લાકડાને કોચાવીને અંદર ભરીપછી ઓં ઉપર ડાટો દઇને સુકવવું. પછી ફુંકી દેવું એટલે ભસ્મ બને છે.

**બીજો વિધી**—કલઇ ઘડાની ઠીબમાં ચુલા ઉપર ચડાવી, આંચ લાકડાની દેવી ઓગળે એટલે કુંવાર પાઠાનો રસ નાંખવો અને કુંવાર પાઠાથી હલાવવું એ ત્રણ પહોર હલાવવાથી ધાણી પેઠે ખીલે છે.

## ત્રિબંગ ભસ્મ

**૧ લો વિધિ**—જસદ રૂા. ૧૧ ભાર, કલાઇ રૂા. ૧૧ ભાર સીસું રૂા. ૧૧ ભાર ચુલા ઉપર ઠીબમાં મુકી પીપરના લાકડાનો અગ્ની આપવો જ્યારે ત્રણે ધાતુ ગળે ત્યારે લીંબડાના ઘોકાથી હલાવતા જવું. માંહી સાકર ખાંડેલી નાંખતા જવું અને તમામ ધાણી જેવી ફુલીને સફેદ થાય ને ક્યાસ ન રહે ત્યારે ઠરવા દેવું લુગડેથી ચાળી સીસીમાં ભરી દેવી તે ત્રિબંગ ભસ્મ થાય.

**બીજો વિધિ**—કલઇ તો. ૨ જસદ તો. ૨ સીસુ તો. ૨ આ ત્રણેને ગાળી ઓગાળીએ ઓગળે એટલે ઘી રૂા.ભાર નાંખીએ આ ત્રણેને માટીની ઠીબમાં ગાળતાં ઘી બળી જાય ત્યારે સમુદ્રફળ તો. ૬ લાવી તેને ઝીણું વાટી તેમાં થોડું થોડું ભભરાવી લોઢાની કડછીથી હલાવતા જવું નીચે બાવળના લાકડાની આચ દેવી ત્રણ કલાક આંચ દેવી એટલે ભગવી પીળી ભસ્મ થશે.

## કપર્દી, શૃંગ, શંખ, પ્રવાલ, મોતી (મૌક્તીક) અને છીપ, ભસ્મો.

લીંબુ અગર ગૌમુત્રમાં ઉપલી ચીજો શોધી કુંવારના રસની ભાવના આપી ફુંકી દેવાં, બોરીંગણીની ભાવના આપી ફુંકી દેવાં, બોરીંગડીની ભાવના સાબરસીંગાને આપ્યાથી બહુ કાસ વ્યાધી (ઉદરસ શ્વાસ)માં કામ કરે છે.

## ચાંદીની ભસ્મ

સોનામુખી ટાંક ૨॥, ઝીણી વાટી ખરસાણીના પુટ ૪ દેવા રૂપુ તો ०॥ તેના પતરાં કરાવીને તે ઉપર ઓસડ ઉપલું ચોપડીને સુકવી કોડીયામાં રાખી કપડમટી કરી જંગલી છાણાં ૧૦ નીં અગ્ની દેવી જેથી ભસ્મ થાય.

**બીજો વિધી**—અમરવેલનો રસ શેર ०॥; લીંબુનો રસ શેર ०॥ બંને એકત્ર કરી છાણા બે દરેક છાણું પાંચશેરનાં કરાવવાં બંને છાણાં વચમાં કોરીને એક છાણામાં રસ ભરવો અને તેમાં રૂપિયો એક રાખવો (ચોખી ચાદીનો) બીજું છાણું ઢાકીને સળગાવી દેવું જેથી ભસ્મ થાય.

**ત્રીજી વિધી**--ચાદીનો પૈસો બનાવવો કલાડામાં રાખી ચુલે ચડાવવો તાપ રાખવો અને તેમાં દુધેલીનો રસ નાંખી હલાવવો જેથી રૂપું મરે છે ત્રાંબુ પણ તે રીતે મરે છે.

**ચોથો વિધી**--રૂપાનાં પતરાને લીંબુના રસમાં, આંબલીના કે દ્રાક્ષના પાણીમા, ગાયના દુધમા ભેગું કરી ઉકાળવું; ગંધક પારાની કજલી કરવી. ને અડધી કજલી નીચે અને અડધી કજલી ઉપર ઢાંકવી મોટા અને પછી (પંચામૃતમાં-દુધ, દહીં, ઘી, સાકર અને મધ આવે) છાણામાં પકવવું પંચામૃતનો પુટ દઇને પાછું પકવવું.

## સોનાની ભસ્મ

ચોખા સોનાનાં પત્રા લેઈ મણસીલ વાટી પત્રા ઉપર ચોપડવું સંપુટ કરી એક મણ છાણામાં ફુકી દેવું જેથી ભસ્મ થાય.

**બીજી વિધિ**--ઢીમડો ( કાંટાવાળા તાંદળજાની) લુગદીમાં સોનાના વરખ નાંખી ગોળો બનાવી સુકવી ગજપૂટ અગ્નિમાં ફુંકી દઇએ તો ખાખ થાય.

ત્રીજી વિધિ--કાળી તુળસીના રસમાં થોડો ગંધક ખરલ કરી સોનાના ભુકાને કોડીયામાં રાખી ઉપર નિચે ગંધક નાંખી એક વીસ સેર છાણામાં ફુંકી દેવો જેથી ભસ્મ થાય છે.

## સોમલની શોધન વિધી

સાત દિવસ કેળના રસમાં, સાત દિવસ કારેલીના રસમાં સાત દિવસ તાદળજાના રસમાં રાખવાથી સોમલ શુદ્ધ થાયછે.સોમલને કાથાની સાથે મેળવવાથી સોમલનો વિકાર દુર થાય છે.

સોમલ મુળાના કાંદામાં નાંખી ડગળી દઇને છાણાના ગોળામાં વીંટી દેવો. સુકવીને અગ્ની આપીએ તો ખાખ થાય. માત્રા એક ચોખાભાર.

સોમલને તોલો ૧ ડાંડલા એટલે કાંટાળા થોરનું દુધ શેર ૦। માં ત્રણ ચાર દિવસ પલાળી ધાડું થાય ત્યારે લોદો કરી વચમાં સોમલ રાખીએ,પછી કાળી ડાંડલીનો ભાંગરો એક શેરની લુગદીમાં તે લોદો રાખી કપડમટી કરી સુકવીને જંગલી છાણા શેર ૨ ની અગ્ની આપવાથી ખાખ થાય. ( આ ખાખ ત્રાંબુ પણ રંગે છે. )

## રૂપાસુખીની [ રૌપ્ય માક્ષિક ] ભસ્મ

રૂપાસુખીને અગથીઆના રસમાં કે સરગવાના રસમાં ઘુંટીને ગજપુટ અગ્ની દેવો, લીંબુના રસમાં પણ ભસ્મ થાય છે.

## હરતાલ ભસ્મ

એખરાના રસમાં ઘુંટીને ગોળી કરવી પછી ખરસાણીની ડાંડ ળીની રાખમાં રાખીને પકવીએ તો શુદ્ધ સફેદ મરે.

**બીજી વિધિ**—હરતાલ તો.૨, ભાંગરાનો રસ તો.૪, કુલડીમાં નાંખી તેમાં વાટેલ હરતાલ નાંખી અગ્નિ ઉપર રાખી આંચ કરવી ચાર

આંચ દેવી. રસ ૧૬ ભાર બાળવો, ત્યારે મરે છે. માત્રા તુવેરની દાળ બરાબર, ખારૂં ખાટું ખાવું નહીં. પરેજી માસ ૧ ની, પાંચ દર્દ મટે હરતાલ ભસ્મ સાથે નીચે પ્રમાણે ઔષધો ભેળવવાં.

મરી. હીંગળો કાચો, અકલકરો, સુંઠ, પીંપર. મરડાસીંગી દરેક તો. ૨ જળંદરવાળાને પાનમાં, કંઠમાળવાળાને અને કઠોદર વાળાને પણ પાનમાં,વાયુવાળાને કરીઆતાના પાનમાં, તાવવાળાને પતાસામાં અને ઝાડાવાળાને ગાયના ઘીમાં ત્રણ દીવસ આપવી તેથી તે દરદો મટેછે.

ત્રીજી વીધિ--રામપાત્રમાં હરતાલ ટાંક ૮ ગલજીભીના રસમાં બુડતી રાખવી, રસ સુકાય તો નવો નાંખવો,એમ પટ સાત દશ દેવા. પછી ખાખરાની લીલી છાલ ૦॥ તોલો તેમાં ઉપરનું હરતાલના ચુર્ણનું પડીકું વાળીએ. પછી ખાખરાની સુકી છાલ શેર ૫ લઇએ અને તેને સળગાવીએ, દેવતા થાય ત્યારે તેમાં પડીકું મુકીએ ઉપર અંગારા વાળી તે ઉપર પીપળાના છોડાની રાખ તથા થોરની રાખ ઢાંકી દેવી સીતલ થાય ત્યારે કાઢવું. તો સફેદ ચુના જેવી ભસ્મ થાય. દેવતા પર મુકતાં ધુમાડો નીકળે તો કાચી સમજવી. પાણીમાં તરે તે શુધ્ધ, જો કાચી રહે તો ફરી રસમાં ભીંજવી ઉપર પ્રમાણે કરવું.

## હરતાલનું શોધન

હરતાલને તલના તેલમાં અને ત્રીફળાના કવાથમા દોલાયંત્રથી ઉકાળવી, ભુરાકોળાના રસમા પણ શુધ્ધ થાય પ્રથમ હરતાલ શુદ્ધ કરી પછી ભસ્મ બનાવી શકાય.

## હીરાકસીનું શોધન

લીંબુના રસમા હીરાકસીને ઘુંટીને હલકી આંચ દેવી જેથી ભસ્મ થાય છે.

## હીંગળાનું શોધન

સાતવાર ઘેટીના દુધમાં અને સાત વાર લીંબુમાં ઘુટીએ તો શુદ્ધ થાય.

## હીંગળાનું મારણ

દાડમની અંદર અથવા કોળાની ડગળી કાઢી તેની વચમાં હીંગળો રાખી શેર ૫ ની અગ્નિ ખાડામાં રાખી આપવાથી મરે.

**બીજો વીધિ**--પાણીવાળા નાળીએરમાં અજમો ભરી વચમાં હીંગળો રાખીએ, ભાંગરાનો રસ ભરી મોઢું બંધ કરી કપડછાણ કરી છાણા બે ટોપલાની અગ્ની આપવાથી સફેદ ભસ્મ થાય છે.

**ત્રીજી વિધિ**--હીંગળો તો. ૧૫ લેઈ, કુંવાર પાઠાનો રસ તો. ૨૦માં ત્રણ દીવસમાં ઘુંટીને પાવો. પછી લુગદી બનાવવી પછી તલસરાની રાખ શેર ૨ાા માટલીમાં મેલી અડધી દબાવવી અને વચમાં લુગદી મુકવી, બીજી અડધી ઉપર દબાવવી, ચુલા ઉપર મુકી તલસરાનો તાપ દેવો. શેર ૫ નો મધ્યમ તાપ દેવો, બે કલાક પછી સાવરણીની શળીથી તપાસવું અને જો સળી બળેલી દેખાય તો ભસ્મ પાકેલી છે તેમ સમજવું.પરેજી સખ્ત પાળવી, વાયુમાં અશકિતમાં સારૂં કામ આપેછે.

## પારદ ભસ્મ

પારો અને ગંધક નગોડના પાનાંના રસમાં ખરલ કરી ઘુંટી અગનશીસીમાં ભરવો. વાલુકાયંત્રથી ત્રણ પ્રહર પકવવાથી પારો મરે છે.

**બીજી વિધિ**--હાડીઆ કરશનના પાનમા પારો ઘુંટવો.લુગદી કરી છાણાં પચાસમાં ફુંકી દેવો જેથી ભસ્મ થાય છે.

**ત્રીજી વિધિ**-પારો ને કલઇ દરેક તો ૫, કલઇ ગરમ કરી તેમાં પારો નાંખી ગાંઠ પાડવી. પછી અસેળીઓ શે.૦ા કેશળા (છીપ જેવા

આવે છે) શેર ૦ાા કેશલાને ખાંડી ચુર્ણ કરી છાણું કોતરી તેમાં અડધ અશેળીયાનું ચુર્ણ દાબી ઉપર અરધ અશેલીઓ નાંખી તે ઉપર પારા કલઇની ટીકડી નાંખી બાકી રહેલું ચુર્ણ ઉપર દાબી બીજું છાણું બેસતું કરી બીજા દશ છાણામાં ફુંકી દેવું.પારો ફુલીને પતાસા જેવો થશે, કલઇ કાચી રહેશે માત્રા વાલ ૧.

# પ્રકરણ ૨ જું.

## આસવોની બનાવટ

### કુમારી આસવ કિંવા કુંવારપાઠાનો અર્ક

કુંવાર પાઠાં શેર ૧૦, ગોળ શેર ૧૦,સુંઠ તો ૨,પીંપર તો. ૨, મરી તો. ૧, હરડે તોલા ૨,એડાં તો ૨,આબળાં તો. ૨,અજમો તો ૫, ઇંદ્રજવ તો ૨,ગરમાળાનો ગોળ તો ૧, હીમજ તો ૨, સાજીખાર તો ૧૦, સીધાલુણ તો.૨,સંચળ તો.૨, વડાગરૂ મીઠું તો.૪, બંગડી ખાર તો. ૩, સુરોખાર તો. ૧, ટંકણ ખાર તો. ૧, વીસનગરી હળદર તો. ૧૦, આંબાહળદર તો. ૫, હાગ તો. ૧, ખડીઓખાર તો. ૧, સર્વેને ખાંડી ચાળી કુંવારના એક એક ઇંચના કટકા કરવા, તેમા ખાડેલો મસાલો તથા ગોળ સરવે ભેળવી થોડે થોડે એક માટલામાં ભરવાં અને તે માટલાને મોંઢે કપડમટી કરી ભોંયમાં ખાડો ખોદી અંદર પાચ શેર પાણી માય તેટલું તપેલું મુકવું. માટલાના બુધામાં પાંચ કાણાં પાડવાં, તપેલામા માટલુ મુકી ઉપર છાણાં મુકી સળગાવી

દેવું, છાણું બે ત્રણવાર સળગાવવાં. નિચે તપેલામાં ગળે તે આ-સવ અથવા કુંવારનો અર્ક સમજવો. મોટા આદમીને ૨ ભાર,છોકરાંને ૦। ભાર પાણી સાથે સવારમાં આપવું.ચરીમાં દુધ ખટાઇ ખાવું નહીં. પાંડું, કમળો, હલીમક, ગાંઠ બરોળ મટે છે. બરોળ, પેટની ગાઠ ઉપર ઉત્તમ દવા છે. ગાઠ ઓગળી જાય છે.

## લોહાસવ

લોહ ભસ્મ તો. ૧૬, સુંઠ મરી,પીંપર, હરડે,દળ, બેડાંની છાલ આંબળા, અજમોદ, વાવડીંગ,નાગરમોથ,ચીત્રકમુળની છાલ, સરખેભાગે લઇ ધાવડીનાં ફુલ તો. ૮૦ એ સર્વેનું ચુર્ણ લુગડે ચાળી તેમાં મધ તો. ૨૫૬, ગોળ શેર ૧૦,પાણી મણ ૧। ને શેર ૧ એ સર્વે ભેગું કરી ઘી ભરવાના રીઢા વાસણમાં ભરી મોંઢે કપડછાણ કરી તડકામાં માસ ૧ રાખવું એટલે ઉત્તમ આસવ થશે, પછી લુગડે ગળી લઇ રીઢા વાસણમા ભરી લેઇ કુચા નાંખી દેવા, માત્રા તો. ૨ થી ૫, રોગ-જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે. પાંડુ, ગુલ્મ, હરસ, કૃશ શરીરનો સડો, શ્વાસ, દમ, હાફણ ખંજવાળ, ખાસી, ભગંદર સંગ્રહણી શરીર જકડાવાનો હૃદય રોગ મટે છે. આસવ જુનો થાય તેમ સારો.

## દ્રાક્ષાસવ

દ્રાક્ષ તો. ૨૦૦ પાણી તો. ૨૦૪૮ ઉકાળી પા ભાગ રહે ત્યારે તેમાં ૮૦૦ તોલા ગોળ નાંખવો, પછી તજ, તમાલપત્ર,એલચી, નાગકેશર, સુંઠ, મરી, પીંપર વાવડીંગ દરેક તો. ૪ તેનું ચુર્ણ કરી અંદર નાંખવું. તેનું મોઢું બંધ કરી તડકામા ૧ માસ રાખવું તૈયાર થાય તે આસવ.

**બીજી વિધી**-દ્રાક્ષ તો. ૪૦૦ પાણી તો ૮૧૯૨ ઉકાળી ¼ બાકી રહે ત્યારે ગળી મદ તો.૧૦૦, સાકર તો.૧૦૦, ધાવડીનાંફુલ તો

૬૦, કંકોલ,લવીંગ, જાયફળ,તજ, એલચી,તમાલપત્ર,નાગકેસર, પીંપર, ચવક, ચીત્રક, પીંપરીમુળ, ખડસલીઓ પીતપાપડો દરેક તો.૪લઇ તેનું ચુર્ણ કરી મેળવી ઘીના રીઢા વાસણમાં સુખડ તથા કપુરનો ધુપ દેઇ તેમાં દ્રાક્ષાસવ નાંખી બે માસ પર્યંત તડકે રાખી મૂક્યું ગાળીને ઉપયોગમાં લેવું માત્રા તો. ૧ થી ૪.

## રસો.

**જવરાંકુશ:**--પારો, ગંધક, સોમલ, હરતાલ, વછનાગ. ટંકણખાર, કોડી ભસ્મ, ભાગ કાળાધંતુરાનાં બીજ, સુંઠ, મરી, લીંડી પીંપર એ સર્વે આદાના રસમાં ખરલ કરી ગોળી રતી ભારની કરવી, માત્રા એકથી ૨ ગોળી લેવાથી ત્રિદોષનો તાવ મટે છે. અનુભવસિદ્ધ તાવનો ઉપાય છે-પારાને બદલે નેપાળો ૦। ભાર ઝેરકોચલાં ૧ ભાર નંખાય.

**અજીર્ણાંકુશ**—વરીઆળી, સુંઠ, મેથી; અકલગરો; મરી, લીંડીપીંપર સીંધવ, હીંગ, અજમો, જીરૂ,નવસાર, ટંકણ, હરડે સુવાદાણા, સિંધાલુણ, અજમોદ, પીંપરીમુળના ગંઠોડા સમભાગે લઇ ખાંડી સેકી ચાળી રાખવું. માત્રા ૦। થી અડધો તોલો લેવાથી અજીર્ણ, આફરો, ચુંક મટી ભુખ ઉઘડે છે.

---

# પ્રકરણ ૩ જું

## દરેક રોગ અને તેનાં ઔષધો.

### અછબડા

**સ્વાદિષ્ટ વિરેચનની** બનાવટ--(૧) વરીઆરી, જેઠીમધ, સોનામુખી, સાકર, ગંધક અને હરડે સમાન ભાગે લઇ તેનું ખાંડી કપડછાણ ચુર્ણ કરવું માત્રા ાા ભાર પાણી સાથે ફાકવું તેથી બંધકોશ પણ મટે ખુલાસે દસ્ત થાય છે.

(૨) **ચંડેશ્વર રસ**—શુદ્ધ મનસીલ, શુદ્ધ પારો, શુધ્ધ ગંધક શુદ્ધ વછનાગ એ સર્વે સમાનભાગ લઇ આદુના રસમાં ત્રણ ભાવના દઇ રતી રતી ભારની ગોળી કરવી, માત્રા ગો, ૨ આદાના રસ સાથે ખાવાથી તાવ પણ મટે છે અને અછબડા પણ મટે છે.

(૩) **ચંદ્રપ્રભાવટી**—કચોરો, વજ મોથ, કરીઆતુ, ગળો, દેવદાર, હળદર, અતિવિષ, દારૂહળદર, પીપરીમુળ, ચીત્રકમુળ, ધાણા હરડે, બેડાં, આંબળાં, ચવક, વાવડીંગ, ગજપીંપર સુંઠ, મરી, પીંપર સુવર્ણમાક્ષિક, જવખાર, સાજીખાર, સીંધાલુણ, સંચળ, અને બીડલુણ દરેક તો. ૦।, નસોતર, દાંતીમુળ, તમાલપત્ર, તજ, એલચી, અને વાંસકપુર દરેક તો ૧, લોહભસ્મ તો. ૨, સાકર તો. ૪, સીલાજીત તો. ૮, ગુગળ તો. ૮, ( સીલાજીતના અભાવે કલમીસુરો ( શુદ્ધ સુરોખાર નાંખી શકાય ) સર્વનું ચુર્ણ કરી પાણીમાં ગોળી વાળવી, માત્રા તો ૦। પેશાબની બળતરા, પ્રમેહ,મુત્રકચ્છ મટે છે. અછબડામાં ગરમી સમાવે છે.

(૪) **સાદો મલમ**—મીણુ તથા તેલ બંને સમાન ભાગ લેઇ ગરમ કરી ઠારી દઇ સુકી રાખવું. તે ચોપડવાથી ખંજવાળ મટે અ-છબડાતું દરદ કમી થાય.

## અનાર્તવ-આર્તવ દોષ

(૧) **કાસીસાદિ ગોળી**—હીરાકશી, હીરાબોળ, ને એળીઓ એ ત્રણે સમાન ભાગે લઈ પાણીમાં ગોળી ચણી બોર જેવડી વાળવી. માત્રા ગોળી ૨ થી ૪ (૧) અનિયમીત આર્તવને નિયમિત કરવા માટે ૧ માસ પ્રયોગ કરવો.

(૨) **એલિયાદિ ગુટિકા**—એળીઓ, કડુ (શેકેલ), હીંગ અને લીંબોળીનાં મીંજ એ ત્રણેને ખાંડી પાણીમાં ઘુંટી ચણી બોર જેવડી ગોળી કરવી. તે ૨ થી ૪ ગોળી આપવાથી ઝાડાની કબજીયતથી આર્તવ અટકતું હોય તો મટે.

## અજીર્ણ

**સામુદ્રિક ચુર્ણની બનાવટ**—(૧) મીઠું, સંચળ, સીંધવ, જવખાર, અજમો, હરડાં, પીંપર, સુંઠ, હીંગ તથા વાવડીંગ સમ ભાગે લઈ ચુર્ણ કરવું, ભોજન સમયે આપવાથી અજીર્ણ દુર થાય છે. સાદા અજીર્ણમાં આપવું.

**સામુદ્રિક ચુર્ણ નંબર ૨**—હરડે, પીંપર,સંચળ ત્રણે સમાન ભાગે લઇ ચુર્ણ કરવું. માત્રા તોલો ૦।, દહીં સાથે લેવાથી મોળ, અરૂચી અને વાયુ મટે.

(૩) **લઘુ ક્રવ્યાદ ચુર્ણ**—પારો ૧ ભાગ, લોહ ભસ્મ ૦॥ તોલો, સંચળ તો. ૧, પીંપર તો. ૦॥, પીંપરી મુળ, તો. ૦॥ ચીત્રક તો. ૦॥, સુંઠ. તો.૦॥ ને ટંકણ તો.૨, મરી, તો.૨, લવીંગ,

તો. ૦ા, ગંધક, તો. ૨ (પારા ગંધકની કજલી કરવી) ઉપરના ચુર્ણને લીંબુના રસની ૭ ભાવના દેવી, માત્રા ૧થી૪ વાલ, જમતી વખતે છાસ સાથે આપવું તેથી અજીર્ણ મટે છે. કોલેરા, ઝાડા, ઉલ્ટીમાં સારો ફાયદો કરે છે.

(૪) વજ્રભેદ—સુંઠ, મરી, ને પીંપર, નવસાર, સંચળ, સીંધવ, સરખે વજને લઇ તેમાં નવસાર સંપુટમાં પકવીને નાંખવો માત્રા ≈ થી ૦। ભાર અજીર્ણ તથા લીવરનો સોજો અને કાળજાનો દુઃખાવો તેમાં સારૂં કામ કરે છે.

(૫) સરગવાદિ ગુટીકા—સુંઠ ૨૦ ભાગ, ટંકણ ૫ ભાગ, સીંધવ ૫ ભાગ,હીંગ ૧ ભાગ લેઇ સરગવાના પાનના રસમા વટાણા જેવડી ગોળી કરવી. માત્રા ગોળી ૬ લેવાથી નળબંધ વાયુ અને અજીર્ણ મટાડે છે.

## અરોચક (અરૂચી)

(૧) સ્વરજીકાદિ ક્ષાર-કે શિવા પાચન ચુર્ણ—શિવા ચુર્ણ શેર ૦। સાજીનાં ફુલ શેર ૦। અને હીંગાસ્ટક શેર ૦। ત્રણેનું સમાન ભાગે ભેગું ચુર્ણ કરવું માત્રા તો. ૦। થી ૦ા (હીંગાષ્ટકઃ- સુંઠ, મરી, પીંપર, હીંગ શેકેલી, જીરૂ, સીંધવ, સંચળ, અજમો, ઉપલાં ઔષધો બધાં સમાન ભાગે લ્યો.) આ શિવાક્ષાર બંધકોશ મટાડે છે. અરૂચી મટાડે છે.

(૨) શુંઠયાદિ ગુટિકા—સુંઠ, રૂા. ૧૦ ભાર, મરી ૨ ભાર, પીંપર ૧ ભાર, સીંધવ ૧ભાર, હીંગ ૦। ભાર, નવસાર ૦। ભારની ચણીબોર જેવડી ગોળી કરવી. માત્રા ગોળી ૬ અરૂચી મટેછે.

(૩) અમીરીચાટણ—જીરૂ, શેકેલું તો.૩૦, મરી તો ૨૦,

દ્રાક્ષ શેર ૭ા કાળી, એલચી તો. ૨ા, લવીંગ તોલા ૨ા, અજમેદ-નાં (ઇલમેઠ)ફુલ ૧ આનીભાર, દાડમના દાણા તો.૨૦, સીંધવ તો. ૨૦,તજ તો. ૫, નાગકેશર તો.૨ા ગુલાબનાં ફુલ તો. ૧૦, વરીઆળી તો. ૧૦ ખાંડી ખુબ ઝીણું ચાળવું ને દ્રાક્ષને જુદી ખુબ ઘોઇને લસોટવી ખટાસ પુરતો લીંબુનો રસ જરૂર હોય તો નાંખવો માત્રા તો. ૧ થી ૨ અરૂચી મટાડી, મળમૂત્રનો ખુલાસો લાવે છે.

(૪) સરગવાદિ ગુટી—બનાવટ આવી ગઇ છે. અજીર્ણના વિષયમાં નં. ૫ જુઓ તે નળબંધ વડે અરૂચી રહેતી હોય તે અને ખોટા ઓડકાર મટાડે છે.

## રાજીકા (અળાઇ)

(૧) સ્નાન કર્યા પછી ખાદીના રૂમાલથી ખુબ લુંછવું. સિખંડ ખાવો ચંદનાદીનો લેપ કરવો ગરમ ઓછું ખાવું નીચેની દવા લેવી.

(૨) સામુદ્રિક વિરેચન—બનાવટ અજીર્ણના વિષયમા છે.

(૩) સ્વાદિષ્ટ વિરેચન—અછબડાના વિષયમાં બનાવટ છે.

## અષ્ટીલા (મુત્રકચ્છ)

(૧) મૂત્રવિરેચન—સાકર, પાષાણુ ભેદનું લાકડું, સુરોખાર ( કલમી સુરો ) એલચી, ચીણીકબાલા સરખે ભાગે લઇ ખાંડી અડધા ભાર લેઇ પાસેર દુધને પાસેર પાણીમાં પાઇ દેવું.ઉપલી વસ્તુઓ સમ ભાગે લેવી જથાબંધ પેશાબ છુટેછે. પેસાબે જતું લોહી બંધ થાય છે.

(૨) ચંદ્રપ્રભા—બનાવટ અછબડાના વિષયમાં આવી ગઇ છે. આ દવા આપવાથી બહુ પેશાબ થતો હોય તો નિયમિત થાય છે.

મળમુત્ર રેચક—સોડા ( સાજીનાં ફુલ) ને મંડુર સમાન ભાગે આપવું માત્રા તો. ૦ા ઝાડો તથા પેશાબ સાફ લાવે છે. લાંબશુીના બી ૦ા તોલો પાણીમાં આપવાથી પેશાબ અર્ધા કલાકમાં છુટે છે.

## અભિસ્યંદ (આંખ આવવી)

(૧) એરંડ તેલ--શરૂઆતમાં એરંડ તેલ દીવેલનાં એક બે ટીપાં આંખમાં નાંખવાથી મટે છે.

(૨) નેત્રબિંદુ—દાડમનો રસ રૂા. ૧૦ ભાર, મરી ધોળાં દાણા ૭, બરાસ રૂા. ૦ાાભાર,મરીને બરાસને વાટી કપડે ચાળી દાડમના રસમાં નાખવાં પછી કાંસાની થાળીમાં રેડવું પછી કાંસાના વાટકાથી થાળીમાં નાંખેલ રસને કાલી ઝાંઇ આવે ત્યાં સુધી ઘુંટવો. ટીપાં નાંખવાં અથવા અંજાય. તેથી ઝાંખ, ગરમી અને પડળ મટે છે.

(૩) રસાંજન લેપ--રસવંતી રૂા. રાા ભાર, અફીણ ૧ વાલ પાણીમાં લસોટી આંખના બહારના ભાગમાં ચોપડવું તેથી આંખનો સોજો મટે, લોહી ચડી આવ્યું હોય તે મટે છે.

સોહાગાબિંદુ—સુહાગા (ટંકણખાર ફુલાવેલ) ૦ા ભાર, વરસાદ અથવા ટાંકાનું પાણી રૂા. ૬ ભાર નાંખી હલાવી ટીપાં નાંખવાં ( ટંકણ ફુલાવેલો તે સુહાગો થાય છે ). જેથી ખીલ તથા તાપોડીયાં મટે છે.

(૫) સૌરાષ્ઠબિંદુ—સોરાષ્ટને (ફટકડીને) ફુલાવી ઉપર મુજબ પાણીમાં મેળવી ટીપાં નાંખવાં. સોરાષ્ટ એટલે ફટકડી ફુલાવેલી વાપરવી તેથી આંખનાં તમામ દરદ મટે છે. આંખમાં જખમ, ઝુંક લાગી હોય તે પણ મટે છે.

યશદબિંદુ—કાંસાજસ્ત ( ઝીંક ) નું ઉપર મુજબ પાણી મેળવી દવા બનાવવી. તેથી આંખમાંથી પાણી ગળતું હોય આંખની કોરો ખવાતી હોય, પાંપણોના વાળ વધતા હોય તે મટે છે.

(૭) સીલ્વર નાઇટ્રેટ—બજારમાં કેમીસ્ટ-વિલાયતી દવાવાળા

ને ત્યાંથી આ દવાની લાકડીઓ મળે છે તેમાંથી ૨ ઘઉં ભાર લઇ ૨ાા ભાર પાણીમા નાંખી કાળા રંગની સીસીમાં ભરવું ને ટીપાં નાંખવા લાલ આંખ રહેતી હોય તે મટે છે. તથા એકદમ દુઃખવા આવેલી આંખો મટે છે.

(૮) **કાંસાજન**—બજારમાંથી તૈયાર લાવવું. તે ભરણુની પેઠે ભરવાથી આખો મટે છે.

(૯) **નયનામૃત**--ભીમશેની બરાશ રૂ. ૦। ભાર, સમુદ્રફીણુ રૂા. ૦। ભાર, સાકર રૂા. ૦। ભાર, ત્રણુને ખુબ લસોટી જાડે કપડેથી ચાળી શીશીમાં ભરવું. કાંસાની સળીથી આંજવું. જેથી ફુલ, પીયા તેજ નીકળતા ડોળાના ભાગ ઉપરની સફેદી મટે છે.

(૧૦) **ચંદ્રોદયાવૃત્તિ**—શંખની નાભી (શંખના મધ્ય ભાગનો ગર ) બેહેડાંના ઠળીયાની અંદરનો મગજ, હરડે, મનસીલ, લીંડી-પીંપર, મરી, કઠ, અને ઘોડાવજ એ આઠે ઔષધો સમાન ભાગે લેઇ તેનું ચુર્ણ કરી તે ચુર્ણને ખરલની અંદર બકરાના દુધમાં સારી પેઠે વાટી પછી તેની જવના દાણા જેવી ગોળાકાર લાંબી વાટ કરવી. આ ગોળી પાણીની અંદર ઘસી તેને આંખની અંદર આંજવાથી તિમીર, માંસવૃદ્ધિ, કાચ, પટલ, અર્બુદ, રતાધળાપણું, આંખનું એક વર્ષનું ફુલ મટે છે.

(૧૧) **રસાયન ચુર્ણ**--હરડાની છાલ ૧ ભાર, બેડાંની છાલ ૨ ભાર, આબળા ૩ ભાર ત્રણુને ખાંડી ચુર્ણ કરવું. માત્ર ૦। થી ૦।। ભાર સાકર સાથે ફાકવું. ઉપલું રસાયન ચુર્ણ થયું. વિરેચન થવાથી આંખની ગરમી કપાય છે.

(૧૨) **તિત્થુબિંદુ**--મોરથુથુ ફુલાવી તેમાં પાણી ૧૦ ભાગ

મેળવી તેનાં ટીપાં આંખમાં નાંખવાથી પણ ફુલું અને લાલાશ મટી જાય છે.

(૧૩) **દંતવૃત્તિ**--હાથીનો દાંત, ડુક્કરનો દાંત, ઉંટનો દાંત, બળદનો દાંત, ઘોડાનો દાંત, બોકડાનો દાંત, ગધેડાનો દાંત, સાચાં મોતી ને સમુદ્રફીણ સમ ભાગે લેવું, પાણીમા લસોટી વાટ બનાવવી, આ આંજવાથી આંખનું ફુલું કપાય છે.

(૧૪) **સપ્તામૃતલોહ**—મોટી હરડે, બેડાં, આંબળાં, જેઠીમધ, લોહભસ્મ દરેક તો. ૧, મેળવી બારીક કરી સીસામાં ભરી મુકવું. માત્રા વાલ ૨ થી ૪ અનુપાન ઘી તથા મધ દીર્ઘકાળનો મસ્તક રોગ તથા આંખોની ગરમાઇ તથા નબળાઇ દુર કરે છે. પ્રયોગ લાંબો વખત કરવો.

## આંચકી

**ક્રવ્યાદ રસ**—બનાવટ આગળ અજીર્ણના વિષયમાં આવી ગઇ છે, તે આદાના રસમાં આપવાથી આચકી મટે છે.

૨ **કસ્તુર્યાદિ ચુર્ણ**—વાવડીંગ, જાવંત્રી, કપુર, ટંકણ, અતિવિષની કળી, સીંધાલુણ, ગંધક ને વછનાગ સમાન ભાગે લેઇ આદુના રસમાં ગોળી વાળવી, મગના દાણા જેવડી વાળવી. માત્રા ગોળી ૧થી૪ આદુના રસમા આપવાથી આંચકી મટે છે

૩ **ડુંગળીનો સ્વરસ**—ડુંગળીના બે ચીરા કરી સુંઘાડવાથી મટે છે. થોડી થોડી વારે સુંઘાડવા.

૪ **વિજીયા ચુર્ણ**—ભાંગ શેકીને તેનું ચુર્ણ કરવું. માત્રા વા ૧ થી ૨, (સુવાવડી સ્ત્રીને આંચકીમાં વિરેચન આપવું.)

## આંજણી (અંજન નામિકા)

૧ **રસવંત્યાદિલેપ**--રસવંતી ને સીંદુર બંને ભેગાં મેળવી

આંજણી ઉપર ચોપડવાથી મટે છે.

૨ **યવાદીલેપ**—જવ ઉભો ઘસી ચોપડવો. તેમાં રેવંચીનો શીરો રતી એક આપવો. એટલે જવના ઘસારામાં મેળવી ચોપડવો.

૩ **રસાયન ચુર્ણ**—હરડાંની છાલ ૧ ભાર, બેડાંની છાલ ૨ ભાર, આંબળાં ૩ ભાર, ત્રણે ખાંડીને ચુર્ણ કરવું માત્રા ૦। થી ૦॥ ભાર સાકર સાથે ફકાવવું જેથી આંજણી મટે છે.

**સપ્તામૃતલોહ**—બનાવટ અભીસ્યંદના વિષયમા આવી ગઇ છે. આંખો તથા મગજના વિકારમાં સારો ફાયદો કરે છે.

## આંતરડાની આંટીને લઇ ઝાડાનું બંધ થઇ જવું.

૧ **એરંડીયું તેલ**—એરંડીયું સુંઠના ઉકાળા સાથે તોલા ૨ લેવું.

૨ **સ્વાદિષ્ટ વિરેચન**—બનાવટ અછબડાના વિષયમાં છે.

૩ **મદનાદિવમન**—મીંઢળ અને ફુલાવેલું મોરથુથુ. મીંઢળ બે-આનીભાર અને મોરથુથુ વા ૦॥ ગરમ કરી પાણી સાથે આપવું.મોરથુથુ ફુલાવવાની વિધી-મોરથુથાને ધીને મદની અંદર કાલવી કુલડીમાં મુકી તાપ દેવો. પછી તેને કાંજીમાં ત્રણ દિવસ સુધી મર્દન કરી તડકે સુકવવો. ખોરાકમાં માત્ર મગનું ઓસામણ આપવું. પાણીને બદલે બરફ વાપરવો. પાણી બહુ ઓછું આપવું.

## આધાશીશી

૧ **સપ્તામૃત**—ની બનાવટ અભિસ્યંદના વિષયમાં જુઓ.

૨ **સ્વાદિષ્ટ વિરેચન**—અછબડાના વિષયમાં બનાવટ જુઓ.

૩ **નસ્ય ચુર્ણ નં. ૧**—આકડાના દુધમાં ચોખાને પલાળવા પછી વાટીને ચુર્ણ કરવું. તે સુંઘવાથી છીંકો આવે છે. અને દરદ મટે છે.

૪ **નસ્ય ચુર્ણ નં ૨**–નવસાર ને તુલસીના પાનની લુગદી કરી કપડામાં રાખી તે સુંઘ્યાથી છીંકો આવે.

નં. ૪ પોટાશ પરમેગનેટ તોલા ૧ ધાપાણુ શેર ાા સુંઘવાથી મટે.

૫ **ષડગંધાદિલેપ**—ગંધીલો, વજ, સુંઠ, મરી, તજ ખાંડીને ભુકો કરવો પાણીમાં ઘસી માથે લગાડવો.

૬ **બામ**--વેસેલાઈન ૨ાા ભાર, પીપરમેંટઓઇલ ૧૦ ટીપાં, લવીંગનું તેલ ૧૦ ટીપાં,કપુર.૦)= ઈલિમેટનાં ફુલ વાલ ૧ એ બધું એકત્ર કરી મલમ બનાવવો. તે માથે ચોપડવાથી આદાશીશી મટે છે.

**અશ્વચોળીની** ગોળી ઘસીને ભમર ઉપર ચોપડવાથી આદા-શીશી મટે છે.

## આફરો (આધ્માન)

**કૃમી** કુઠાર--કડાછાલ, ત્રાયમાણ, અજમો, વાવડીંગ, હીંગળો, વછનાગ , કેશર, પીતપાપડો એ દરેક સમભાગે લેઇ એ સઘળાના વજન જેટલું કપુર નાંખી તેનું ચુર્ણ કરી તેને બ્રાહ્મી અથવા ઉંદર-કાનીના રસની ભાવના દેવી. માત્રા ૦)= કૃમીકુઠાર એ એરંડીયુ તેલ અને સુવાના પાણી સાથે આપવો ( બચ્ચાંઓને માટે ) પુખ્ત ઉમ્મરનાને માટે સર્જીકાદિ ક્ષાર સાથે આપવો.

ખોરાકમાં ધાણા જીરાનો મસાલો, છાસ કઢી ને ચોખા આપવું.

**સર્જીકાદિ ક્ષાર**--(૨) અરૂચીના વિષયમાં બનાવટ આવી ગઇ છે.

**શંખવટી**--(૩) આંબલીનો ક્ષાર તો ૪, પંચલવણ તો ૪, તેને લીંબુના રસમાં ભીંજવવાં, પછી શંખ ભસ્મ તો ૪,હીંગ,વજ, સુંઠ, મરી, પીંપર, દરેક તો૧. શુધ્ધ ગંધકની કજ્જલી ૧૧ આની

ભાર, વછનાગ ૫ આની ભાર એ બધાનું ચુર્ણ કરી લીંબુના રસમાં ઘુંટી ચણીબોર જેવડી ગોળી કરવી. માત્રા ગોળી ૧ થી ૨, (પારદ ૦।~ભાર તથા ગંધક ૦।~ ભાર મળી કજલી કરવી જોઇએ. જઠરમાં અમ્લરસની વૃધ્ધિ થઇ હોય, શુળ, ચસકા, કોલેરા વિશુચિકા, અર્શ અહણી વિગેરેમા તથા અજીર્ણના તમામ દરદમાં ઘણીજ સારી અસર કરે છે. સર્વ જાતના ઉદર રોગો મટે છે.

## આંબણુ (ગુદભ્રંશ)

૧ કચુકા પાવડર—(૧) આંબલીઓના કચુકાને ખાંડીને લોટ કરી રાખવો. લોટ છાંટીને આંબણ બેસારવી.

માષા ચુર્ણ--(૨) અડદનો લોટ છાંટવાથી પણ બેસારી શકાય છે.

**કાસીસવારી**—(૩) હીરાકશી ૦। ભાર ને પાણી શેર ૦।। મેળવી તેથી આબળને ધોઇને બેસારવી.

ગંધક રસાયન--(૪) શુધ્ધ ગંધકને અનુક્રમે ગાયનું દુધ તજનો ઉકાળો, એલચીનો ઉકાળો,તમાલપત્રનો ઉકાળો, નાગકેશરનો ઉકાળો, હરડાનો, બેડાંનો, આંબળાનો, સુંઠનો, ભાગરાનો રસ, આદુનો રસ ને ગળોનો રસ એ બધાની ભાવના દેવી પછી ગંધક જેટલી સાકર મેળવવી માત્રા ૨ માસા, ચામડીનાં દરદ માટે લીંબડાના પંચાંગમાં અથવા ત્રીફળાના ક્વાથમાં અથવા ઘીમાં આપવું.ખરજ,દાદરને માથાના ફોલ્લાના દરદમા પાકા કેળાંના અથવા ઘી ને સાકરમાં, ધાતુવિકારમાં દુધ તથા ખડીસાકર સાથે અને નારૂ અને વાળામાં સાકરમાં આપવી.

## અસ્વપ્ન

વિજીયાચુર્ણ--(૧) આચકીના વિષયમાં બનાવટ જુઓ.

**આકરકરભાદિચુર્ણ**—(૨) અકલકરો, સુંઠ, કંકોલ, કેશર. પીંપર, જાયફળ, લવીંગ તથા સુખડ એ દરેક તો. ૧, અફીણ તો ૪ ની ગુટીકા કરવી. અનુપાન મધ, માત્રા વાલ ૧ થી ૨ નિદ્રાપ્રાપ્તિનો ઉત્તમ ઉપાય છે. સ્તંભન છે તથા વિર્યસ્ત્રાવ બંધ કરે છે.

## ઉંદરી ( ઇંદ્રલુપ્ત )

**સપ્તામૃતલોહ**—(૧) આધાશીશીના વિષયમાં બનાવટ જુઓ.

**અગ્નિતુંડી**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, શુધ્ધ વછનાગ, અજમો, ત્રીફલા, પંચલવણ, ચીત્રકમુળ, જીરૂ, વાવડીંગ, ત્રીકટુ (સુંઠ, મરી, પીંપર) એ સમાન ભાગે લેઇ એટલે ૧૮ તોલા તે અને તે બધાંની બરાબર ઝેરકોચલા લીંબુના રસમાં ઘુંટી બબે રતીની ગોળી કરવી. માત્રા રતી ૧ થી ૨ વાતવ્યાધિ, શુક્રદોષ, મગજના દોષ અને મંદાગ્નિમાં વપરાય છે.

**સરજરીમલમ**—(૩) રાળ, વાવડીંગ, બાવચી, ગંધક લાકડીયો, ટંકણ, આંબળાંની રાખ એ સર્વેને છાસમાં લસોટીને ચોપડવું. તેમાં મનસીલ પણ નાંખવો; લેપ કરવો, હજામત કર્યા પછી લગાડવો, ખસ, ખરજવામાં પણ કામ લાગે, શરીરે મર્દન કરવાથી લુખસમાં સારી અસર જણાય.

**ચંદનાદીતેલ**--સુખડનોવેર રૂ. ૨ાા ભાર, રતાંજળી રૂા. ૨ાા ભાર લાવી તેલ શેર ૦ાા માં નાંખીને ઉકાળવું તેની અંદર મેંદીના પાનનો રસ શેર ૦ાા, મેંદીનો રસ બળી જાય ત્યાંસુધી ઉકાળવું. તે તેલ ઉંદરી મટી ગયા પછી લગાવવાથી ફરી ઉંદરી થતી નથી.

## ઉદરસ (કાસ)

**કૃમિકુઠાર** (૧) આફરાના વિષયમાં જુઓ.

**આકરકરભાદી** [૨] અસ્વપ્નના વિષયમાં બનાવટ જુઓ.

**જાતિફલાદી** [૩] જાયફળ, લવીંગ, એલચી, તમાલપત્ર, તજ નાગકેશર, કપુર, સુખડ, કાળા તલ, વંશલોચન, તગર, આંબળાં, તાલીસપત્ર, લીંડીપીંપર, હરડે, કલોંજી જીરૂ, ચીત્રક, સુંઠ, વાવડીંગ, અને મરી એ ૨૦ ઔષધો સરખે ભાગે લેઇ તેના બરાબર ભાગ મેળવી ચુરણ કરવું તે ચુર્ણની બરાબર સાકર મેળવવી. માત્રા ૦। થી ૦॥ તોલો મદ સાથે આપવું; જેથી સંગ્રહણી કાસ, શ્વાસ, અરૂચી, ક્ષય, વાત, શ્લેમ અને રક્તપીત મટે છે.

**કાસગુટીકા**—(૪) સાકર ૧૬ ભાગ, વંશલોચન ૮ભાગ, લીંડીપીંપર ૪ ભાગ, એલચી ૨ ભાગ, તજ ૧ તોલો લેઇ ખાંડી ઘુંટી મધ અને ઘી સાથે લેવું. માત્રા ૦। થી ૦॥ તોલો. શ્વાસ, કાસ, હાથ પગમાં દાહ, પાર્શ્વશુળ જ્વર અને ઉર્ધ્વગત રક્તપીતમાં ફાયદો કરેછે.

**કાસગુટી**--પીપર ૩ ભાર, હરડે ૪ ભાર બેડાંની છાલ ૫ ભાર, અરડુસો ૬ ભાર, ભારંગી ૭ ભાર, કુલીંજન ૮ ભાર, સંચળ ૯ ભાર કાથો ૪૪ ભાગ ને જેઠીમધ ૧૦ ભાગ એ સર્વેની ગોળી ચણીબોર જેવડી કરવી. મોંમા રસ ઉતારવો ઉપર મુજબ ગુણ આપે તથા ઉરૂક્ષતમા ફાયદો થાય.

**લવંગાદી ગુટીકા**--લવંગ, બેડાંની છાલ, મરી, ખેરસારનું ચુર્ણ કરી બાવળની છાલના ઉકાળામાં ઘુંટી ગોળીઓ ચણીબોર જેવડી કરવી. માત્રા ૩ થી ૪ ગોળી.

**કેફીનાસાઇટ્રેસ**—(૭) સવાર સાંજ બબે ગ્રેન આપવું.

## ઉલટી

**શંખવટી**—(૧) આફરામાં બનાવટ જુવો.

**અગ્નિતુંડી**--ઉંદરીના વિષયમાં બનાવટ જુવો.

લોબાનનાં ફુલ--(૩) તૈયાર લાવવાં, અથવા પાડી લેવાં માત્રા વાલ ૨ આપવાથી મટે.

એલાભસ્મ (૪) એલચી બાળી રાખ કરવી, લીંબુની છાલ બાળી રાખ કરવી. રેશમનું કપડું બાળી રાખ કરવી, તેમાં લવીંગ શેકેલાં નાંખવાં. ૦)= ભાર મધમાં આપવું. દર અડધી કલાકે આપવુ પેટ ઉપર શેક કરવો કે રાઇની પટી મારવી. ખોરાકમાં પુંવાની ધાણીને દુધ આપવું જુની ઉલટી હોય તો ચ્યવનપ્રાસ્યાવલેહ આપવો.

સર્જીકાદિક્ષાર (૫) આફરામાં બનાવટ જુઓ.

છર્દિરીપુ (૬) કપુર કાચલી ૦)- ભાર આપવું. બનાવટ રોગના નામમાં લખી છે. ઉલ્ટીમાં આબાદ કામ કરે છે.

## ઓરી

કાલોરસ (૧) પારો શોધેલ ટાંક ૧, ગંધક શોધેલ ટાંક ૧, ટંકણ ફુલાવેલ ટાંક ૪, નેપાળો શુદ્ધ કરેલો ટાંક ૭, એરંડ બીજ ટાંક ૮, સુંઠ ટાંક ૫; મરી કાળા ટાંક ૩, નસોતર ટાંક ૫; હરડે છાલ ટાં ૬ એ સર્વે ખરલ મધ્યે દીન સાત વાટવાં અને ગોળી બનાવવી હોય તો રતી ભારની બનાવવી.

ઉષ્ણુજ્વરમાં રતી રતી આપવાથી શુળ, શ્વાસ, ઉધરસને સસણી મટે છે, અફીણુના ઝેરવાળાને રતી ૪ આપવાથી ઝેર ઉતરે છે.

હડકાયા કુતરાવાળાને રતી ૫ દીવસ ૧૫ આપવાથી હડકવા મટે છે.

પાંડુરોગવાળાને રતી ૪ આપવો--તાવવાળાને ઉના પાણી સાથે તમામ જ્વરમાં રતી ૨ અપાય છે.

કુષ્ટરોગ, પીતરોગ, ટાંકીનો રોગ, સન્નેપાત ને મળવિકાર, અરૂચી વિદ્રધી, બંધકુષ્ટ ને સીળ સને વધરાવળવિકાર તેમાં આ રસ શ્રેષ્ટ છે.

**ચંદ્રપ્રભા**-(૩) અછબડાના વિષયમાં બનાવટ જુઓ.

## કબજીઅત

કાળો **રસ**-ઓરીના વિષયમાં બનાવટ જુઓ

## કમળો (કામલા)

**કાળો રસ**—(૧] ઓરીના વિષયમાં બનાવટ જુઓ.

**ભરજીતને ક્ષાર**--(૨) કડુ શેકી ખાંડી ભુકો કરવો તેનું નામ ભરજીત તેમાં સાજીનાં ફુલ બરાબર ભાગે નાંખી પાણીમાં આપવું. માત્રા તો ૦। થી ૦॥.

**પીત કમળી ગુટીકા**--(૩)કેળવેલા ચુનાની ગોળી ચણીબોર જેવડી કરી પાણીમાં ગળાવવી.

**વજ્રભેદ**—[૪] અજીર્ણના વિષયમા બનાવટ આપેલી છે. કલેજા ઉપર મધ ચોપડી ચુનો ભભરાવવો ને ઉપર પાન ચોડી દેવું ખોરાક-છાસ મગ અને ચણા આપવા.

## દંશ (ઉંદર, સર્પ કે વીંછીનું ઝેર)

**તુત્થ**—(૧) જે ઠેકાણે કરડેલ હોય ત્યાં લોહી કાઢી મોરથુથુનો ડામ દેવો.

**મુષકહુધાર**--[૨] ઉંદરના કરડવા ઉપર ઉંદરની લીંડીઓને વાટીને ચોપડવી, ઉદર કરડયા ઉપર રૂઝ આવે છે.

**કાલોરસ**-(૩) ઓરીના વિષયમાં બનાવટ આવી છે તે જુઓ.

**પોટાશ પરમેંગેનીસ**--(૪)સર્પદંશ ઉપર લોહી કાઢી પોટાસ પરમેંગેનીઝ લગાડવું.

**સર્પવિષનાશક અંજન કિંવા અજપાલ અંજન**--[૫] નેપાળાની મિંજોને ૨૨ દીવસસુધી લીંબુના રસમાં ઘુંટવાં પછી જવ

જેવડી લાંબી વાટો કરવી થુંકમાં પલાળીને આંખમાં અંજન કરવું વિષહર વર્તિ કહી શકાય છે.

જ્યારે આ અંજન આંજવામા આવે ત્યારે જેને સર્પદંશ થયો છે તે માણસને મજબુત પકડી રાખવો ને આખ પહોળી કરી બરાબર અંજન કરવું.

**કુતેલા** (કુતરી) **નામના ઘાસનો રસ**-(૬) કુતેલા (કુતરીયું ઘાસ) ને તાજાં લાવી રસ કાઢી રાખવો. કુતરીયા ઘાસનો રસ પાવાથી સર્પ વિષ ઉતરે છે.

**કુઉચ્યા અને આંબલીના** કચુકા—(૭-૮) બંનેને લગાડવાં સહજ ઘસી દંશ ઉપર લગાડવાથી મોહરાના જેવું કામ કરે છે.

## કૃમિ

**કૃમિ** કુઠાર—૧ આફરાના વિષયમાં બનાવટ જુઓ.

**કર્પુરાદી ગુટી**-૨ કોલંબો, કપુર, વાવડીંગ, કેશર, દીકામારી ઇંદ્રજવ, કડુ, કીરમાણી અજમો, ખોડી અજમોદ, જાવંત્રી સમભાગે ( કેસર $\frac{1}{4}$ ભાગ ) લેઈ ગોળી ચણા બોર જેવડી બનાવવી, ગોળી ૧ થી ૪ ગોળીની સાથે ત્રીફળાનો કવાથ આપવો. ખોરાક ગળ્યો આપવો નહીં. મીઠું વધારે આપવું જેથી કૃમિ મરીને ઝાડાવાટે નીકળી જાય.

## કરોલીઆ

(૧) **મનસીલાદી** લેપ--મનસીલ, પારો, સીંદુર, ગંધક, મરી, જીરૂ, શાહજીરૂ, હળદર, આંબા હળદર સાથે મેળવી ઘીમાં સારી પેઠે ખરલ કરી મલમ બનાવી રાખવો. કુષ્ટ, દાદર, ચાઠા ઉપર પરૂ ન હોય ત્યાં કોરા પાણીમા મેળવી લગાડવો. પરૂ હોય તો ઘીમાં મેળવી લગાડવો.

(૨) મંડુર--લોઢાના કાટોડા, જુના લાવી ખાંડી ગૌમુત્રમાં ઉકાળવા પછી ગોમુત્રની અંદર જ ઘુંટી ( લોઢાની ખરલમાં ) ગોળી બનાવી ગજપુટ ભઠીમાં છુટા ફુંકી દેવા. બીજી વખત કુંવારના રસની ભાવના આપી ફુંકવા. ત્રીજી વખત લીંબુના રસની ભાવના આપી ફુંકી દેવા. અને ચોથી વખત ત્રીફલાના ક્વાથમાં ઉકાળવા ને ગજપુટ ભઠીમાં ફુંકી દેવા. મંડુરની સાથે હરડે રૂા. ૦। ભાર આપવી.

## કલાયખંજ (ઇચ્છા વિના પગ અથવા હાથનું ચાલતી વખતે ઉપડી જવું.)

(૧) દેવકુસુમાદિ--કેશર, રસકપુર, સાકર, સુખડ, લવંગ; જાવંત્રીની સમભાગે ઘુંટી મગ જેવડી ગોળી કરવી.માત્રા ગોળી ૧થીર દરદીને ઉપદંશ થવાનો શક જાય તો આપવી. ખટાશ વીગેરે ન લેવું. ગોળી ઘીમાં ગળી જવી, ચાવવી નહીં, તેલ મરચુ ખટાશ ખાવું નહીં દવાના પ્રયોગમાં દાંત સાફ રાખવા એટલે ચાક ઘસવો.

(૨) માલકાંકણાનું તેલ--માલકાંકણાં શેર ૫,અજમો, શેર ૫, ટોપરા શેર ૫ એ ત્રણનું તેલ ઘાણીમાં કઢાવવું. માલકાંકણાને,અજમો, અધકચરાં થાય પછી ટોપરાં નાંખવાં અને તેમાં કાબરીનો ખોળ નાંખવો એટલે તેલ શેર ૩ થી ૩॥ નિકળે, તે માત્ર રૂા. ૧ થી ૪ ભાર પાણીમાં અથવા દુધમાં આપવું.ચીતભ્રમ તથા પક્ષાઘાતમાં ખાસ કામ કરે છે. અનુભવ સિદ્ધ છે.

(૩) અગ્નીતુંડીવટી—ઉલટીના વિષયમાં બનાવટ જુઓ.

(૪) રાસ્નાદિ ક્વાથ—રાસ્ના, ગળો, દેવદાર,સુંઠ, એરંડાનુંમુળ, સમાન ભાગે ક્વાથ કરવો માત્રા તોલા ૨ સર્વાંગ વાયુમાં ફાયદો કરે છે દસ્તની કબજીઅત હોય તો એરંડીયા તેલમાં આપવો.

## કલેજામાં લોહીનો જમાવ અને કલેજાનો વરમ-કલેજાનો સંકોચ.

વજ્રક્ષાર—નવસારને સંપુટમાં પકવવો ચાર અડાયાં છાણામાં પકવવો માત્રા વાલ ૧ થી ૨ શીવા (બાલ હરડે) સાથે આપવો કાળજા ઉપર મધ ચોપડી કોરો ચુનો ભભરાવવો, ઉપર નાગરવેલનું પાન મુકીને શેકવું. ખોરાકમાં ફક્ત દુધ આપવું.

(૨) સ્વાદિષ્ટ વિરેચન—અછબડાના વિષયમાં બનાવટ જુઓ.

## કસુવાવડ

(૧) સોરાષ્ટ ટીકડી—સૌરાષ્ટ (ફટકડી ફુલાવેલ) કોકમનું તેલ સીલારસ ને મધમાં એ સઘળી ચીજોની ગોળી કરવી સોપારી જેવડી. ને યોનીમાં પહેરાવવી. આ ગોળીનો ચોથો ભાગ ખવરાવાય પણ છે. આ દવા કસુવાવડની તૈયારી જણાય ત્યારે વાપરવી.

ગર્ભવિનોદ રસ—સુવર્ણ માક્ષિક ભસ્મ તોલા ૪, હીંગળોક તો. ૪, સુંઠ તો. ૩, મરી તો. ૩, લવંગ તો. ૩, જાવંત્રી તો. ૩, એ સર્વેને પાણી સાથે મેળવી રતી રતીની ગોળી કરવી.માત્રા ૧ થી ૨ ગોળી, તેલ, મરચુ, ખટાશ, વીગેરે બંધ. વખતોવખત કસુવાવડની શરૂઆતમાં, નબળા ગર્ભાશયમાં ને ઉપદંશના શકમાં આ ગોળી વાપરવી.

(૩) સુવર્ણ માક્ષિક—સુવર્ણ માક્ષિકના કકડાં ખુબ બાંડી કપડે ચાળી ઝીણો ભુકો કરી ત્રીફળાના કવાથમાં ખુબ ઉકાળવી. પછી તેને કોરી કરી હાંડલીમાં નાંખી તેમાં વારંવાર લીંબુનો રસ નાંખતા જવું. અને લોઢાની કડછીથી હલાવતા જવું. એમ કલાક ૭ કરવાથી લાલ ભસ્મ થાય છે.

**બીજી રીત**—સોનામખી ચાર ભાર, ગંધક ૧ ભાર તેને એકત્ર કરી એરંડીઆ તેલમા ઘુંટી થેપેલીઓ કરવી અને સરાવ-સંપુટ કરીને ડાગરના ફોતરાનો ગજપુટ અગ્નિ દેવો. એ ભસ્મ સીંદુર વર્ણી થાય છે. માત્ર રતી ૧ થી ૩ આપવાથી કસુવાવડ થતી નથી.

**(૪) આંબળાં**--આંબળાનો રસ કાઢી સાકર સાથે પાવો ન હોય તો આંબળાનો મુરબ્બો ખાવો.

## કર્ણશૂળ

**(૧) વિષગર્ભ તેલ**--બનાવટ નંબર (૫) મો વાંચો, સણકા, ચસકામાં કાનમાં નાખવું અને આજુબાજુ ચોપડવું.

**(૨) વિજયા ચુર્ણ**--નિદ્રા નાશના વિષયમા જુઓ, પીડા શામક તરીકે ખાવા આપવું.

**(૩) સ્વાદિષ્ટ વિરેચન**--અછબડાના વિષયમા જુઓ, દસ્તની કુબજીયત પણ મટાડે છે.

**(૪) કર્ણતેલ**--ગ્લીશરાઇન ( યષ્ટી મધ ) નાં ટીપાં કાનમાં નાંખવાં. ઉપર સમુદ્રફીણનો ભુકો ભભરાવવો.અથવા ટંકણખાર ભભરા-વવો અથવા કાસાંજન ભભરાવવું. કાન વહેતો હોય તો આપવું.

**(૫) વાતતેલ**--હુંગળીનો રસ, આકડાના પીલા પાનનો રસ, તુળસીનો રસ, ડમરાનો રસ, કાકજંઘાનો રસ, અજમો, અને સરગવાના મુળની છાલ એ બરાબર તેલ, મીઠું અને લસણ રૂ. ૧ ભાર, શેર તેલે તમામને ચુલાપર ચડાવી રસ બાળી નાખવો, ને તેલ સિદ્ધ કરવું ( ઉપલા ઔષધમાં વછનાગ તથા ગુગળ શેર તેલે ૨॥ ભાર નાખવાથી વિષગર્ભ તેલ તૈયાર થાય છે. આ વિષગર્ભ તેલ અનુભવ સિદ્ધ છે. અફીણ અથવા ખસખસનાં ડોડવાં પણ નાંખી

કારક છે. કાનમાં સણકા ધમધમાટ, જીવજંતુનું જવું વીગેરેમાં ચાલે છે. (આ તેલ વાયુના તમામ જાતના રોગમાં ચોપડવામાં આવે છે.)

## કુકડીઆ ખાંસી [ ઉટાંટીઓ]

(૧) ગળો સત્વ—ગળોના કકડા કરવા તથા અધકચરા કરવા અને પાણીમાં પલાળવા. ચાર દીવસ પલાળવા પછી ચોળી નાંખવા. કુચા નીચોવીને નાખી દેવા, પાણીને નીતરવા દેવું, નિતરેલું પાણી કાઢી લેવું અને બાકી રહેલું ઘાડુ પાણી સુકવી નાંખવું,તે ગળોસત્વ તાવ અને સળેખમમા આપવું.

ટંકણખાર (૨) ટંકણ ફુલાવેલો વાલ ૧થી૨ મધ અગર પાનના રસમાં ચટાડવો કફ તોડવામા સારૂં કામ કરે છે.

મદનાદિવમન—(૩) આતરડાની વીંટના વિષયમાં જુઓ.

ફેનાસાઇટ્સ—(૪) સવાર સાંજ બબે ગ્રેન આપવું.

કાસહર ચુર્ણ-ભારંગમુળ, રાસ્ના, કાકડાસીગ સમાનભાગે લઇ મધમા ચટાડવી, માત્રા વા.૧ બાળકોની સસણી વરાધમાં.તથા કફઘ્ન તરીકે આબાદ કામ કરે છે, અનુભવસિદ્ધ છે.

## ઉરૂસ્તંભ

રાસ્નાદિ કવાથ (૧) રાસ્ના, એરંડાનું મુળ, દેવદાર, ગોખરૂ, સાટોડીનાં મુળ, ગળો, અને ગરમાળાનો ગોળ એનો કવાથ સુંઠના ચુર્ણ સાથે પીવાથી ફાયદો થાય છે.

વાતારી રેસ (૨) શુદ્ધ અફીણ, શુદ્ધ ઝેરકોચલાં, મરી તેનું સમભાગે ચુર્ણ કરી પાણીમા ગોળી કરવી. રતી ૧ ની, માત્રા ગોળી ૧ અનુપાન પાણી સાથે ઉપર નાગરવેલનું બીડું ખાવું.

નંબર (૨) યશદભસ્મ વાલ ૫, રૂપાની ભસ્મ રતી ૧.તથા મળો

સત્વ વા ૧૦ ત્રણ મેળવીને ગોળીઓ ાા વાલની કરવી,માત્રા ગોળી ૧ અપસ્માર હીસ્ટીરીયા ચિત્તભ્રમ, કોલેરા, સંગ્રહણી વિગેરે મટે છે.

વાતારી રસ નં. ૨–(૩) સુઠ, પીંપર, ચવક, પીંપરીમુળ, ચીત્રકમુળ, શેકેલી હીંગ, અજમોદ, ધોળા સરસવ, શાહજીરૂ, જીરુ નગોડનાં બી, ઇંદ્રજવ, કાલીપાટ, વાવડીંગ, ગજપીંપર; કડુ, અતિવિષ ભારંગમુળ, વજ, મોરવેલ એ દરેક તોલો ાા સર્વથી બમણાં ત્રીફળાં અને બધાની બરાબર ગુગળ લેવો અને ગુગળને ઘીમાં સારીપેઠે ગોળ જેવો નરમ કરી તેમાં ચુર્ણ મેળવવું.

અથવા પાણીમા ગરમ કરી ચુલે ચડાવી થોડા પાણીમા પાક કરી તેમાં ઉપલું ચુર્ણ નાંખી દેવું, ધોળી ચણીબોર જેવડી ગોળી વાળવી માત્રા તો. ાા

મહા યોગરાજ ગુગળ (૫) બંગ ભસ્મ, લોહભસ્મ, નાગ ભસ્મ અને અબરખભસ્મ, મંડુર તથા રસસીંદુર દરેક તો. ૫. મેળ-વવામાં આવે તો મહાયોગરાજ કહેવાય છે માત્રા વાલ ૧થી ૪.

રસ સિંદુરની બનાવટ--શુદ્ધ ગંધક અને શુધ્ધ પારો સમભાગ લેઇ તેની કજ્જલી કરવી તેને વડના કુંપલીઆના રસમાં ૩ દીવસ મર્દન કરવું ત્યારબાદ તેને અગનશીશીમાં નાંખી કપડમાટી કરી વાલુકાયંત્રની અંદર બાર કલાકસુધી પકવવું આથી સીશીને ગળે લાલ ચળકતા કપોટા જામી જશે તે રસસીંદુર.

## કોલેરા

**અમૃતધારા** (૧) શુદ્ધ દેશી કપુર, અજમાનાં ફુલ, ઘલમેટ-નાં ફુલ એ ત્રણે વસ્તુને સમભાગે લેઇ એક સીસીમાં નાંખીને બુચ મારી એક દીવસ ખુલ્લા તડકામાં રાખી મુકવું, જેથી તેનો પ્રવાહી

અર્ક થશે. માત્રા ટીપાં ૬૦ સાજામાણસને પણ એકબે ટીપાં કોલે-
રાના વખતમાં લેવાં સારા છે.

કૃમિકુઠાર [૨] આફરાના વિષયમાં જુઓ.

**સંજીવનીવટી** (૩) વાવડીંગ,સુંઠ, પીંપર, ત્રીફળાં, વજ, ગળો ભીલામાં, શુધ્ધ વછનાગ એ દસ વસ્તુના ચુર્ણને ગૌમુત્રમાં ઘુંટી રતી રતી જેવડી ગોળીઓ વાળવી. અનુપાન આદુનો રસ, કોલેરામાં ગોળી ૧, ઉલટીમાં ગોળી ૨, સર્વ વિષમા ૩, ને સન્નિપાતમાં ગોળી ૪, કોલેરામા અરધી કલાકે આદુના રસમાં આપવી.

**ગંધકવટી**—(૪) લસણ છાસમાં પલાળેલું એકભ ગ,કલોંજીજીરૂ; ગંધક, સીંધાલુણ, ત્રીકટુ, હીંગ, સરખે ભાગે; લોબાનના ફુલ ઉપલી એક ચીજના ચોથા ભાગ જેટલા લેવા. ગોળી લીંબુના રસમાં બનાવવી, ચણીબોર જેવડી, કોલેરામાં કામ આવે છે.

**પલાંડુ-અજમાદિ રસ**—(૫) ડુંગળી સેર ૧ નો રસ કાઢી અજમો રૂા. ૫ ભાર તેમાં વાટવો તે રસ ગળી દર અડધી કલાકે પાણી સાથે રૂા.૦ાા થી રૂા. ૧ ભાર પાવો તથા તેજ રસ શરીરે ચોળવો આરામ ઉપર આવતાં ખોરાકમા ફકત છાશ આપવી.

## ક્ષય-રાજયક્ષ્મા

**અભ્રક ભસ્મ**--(૧) અબરખ ( વજ્ર ) લાવી ખુબ ભઠ્ઠીમાં તપાવીને દુધમાં ઠારવો એવી રીતે સાત વખત કરવું. પછી તાંદલજાના રસ શેર ૧ માં દીવસ ૭ પલાળી રાખવો, ત્યારબાદ ડાંગર શેર ૦ાા લેઇ એક કામળામા નાંખવી. અને તે કામળાનો ડાંગરવાળો ભાગ પાણીમાં બુડતો રહે તેમ તપેલાને મોંઢે દોરાવતી બાંધવો. અભ્રક ડાંગરમાં નાંખતા જવું અને ચોળતા જવું અને તેમ કરવાથી

અભરખ ગળીને તપેલામાં પડે તેને ધાન્યાભ્રક કહે છે. પછી ધાન્યાભ્રકને આકડાના દુધમાં ઘુંટી રૂપીઆ રૂપીઆ ભારની ટીકડીઓ કરવી. તે ટીકડીઓને આકડાનાં પાન વીંટી ગજપુટ ભઠ્ઠીમાં ફુંકી દેવી. તેવી રીતે સાત ભઠ્ઠી કરવી. પછી ત્રણ ભઠ્ઠા વડવાઇના રસ અથવા ક્વાથની ભાવના દઇ કરવી નિશ્ચંદ્રીકા થાય એટલે વાપરવો. માત્રા રતી ૧ થી વાલ ૧. મદપીંપર સાથે ખાવાથી ક્ષય મટે છે.

**સુવર્ણ વસંત માલતી**—સોનાના વરક તો.૧,મોતી સાચાનો ભુકો તો. ૨, હીંગળોક તો. ૩,ધોળાં મરી તો ૪, ખાપરીયું તો.૮, એ સર્વને ગાયનું માંખણ તો ૨ાા લેઇ તેમા એક દીવસ ખરલ કરી પછી ૪૨ દીવસસુધી લીંબુના રસમાં ખરલ કરવું.માંખણની ચીકાશ ઉડી જાય ત્યાર પછી એની ટીકડીઓ બબે રતીની કરવી, પીંપર અને મધ સાથે રતી ૧થી ૨ આપવાથી ક્ષય અને જીર્ણજ્વર મટેછે.

**નં.૨ માલતી વસંત**--એક ભાગ ધોળા મરી, બે ભાગ શુદ્ધ ખાપરીયો તેને ગાયના માખણમાં કાલવી ખરલ કરવો. પાછળથી લીંબુનો રસ નાંખતા જવું. ચીકાશ ઉડી જાય ત્યાર પછી વાલ વાલની ગોળી કરવી. ૧ થી બે વાલ મધપીંપર સાથે ખાવાથી ક્ષય મટે છે.

ખાપરીઆને બદલે જસતભસ્મ ચાલે છે અથવા બજારમાં મળતા ખાપરીઆના લાલ અથવા કાળાં ભુંગળાં વપરાય છે.

**સીતોપલાદિ**—(૩) ઉધરસના વિષયમાં બનાવટ જુઓ.

**વાસાપુટપાક**—(૪) અરડુશીનાં પાંદડાંને એક પીતળની ચારણીમાં ભરી તે ચાળણી પાણીથી ભરેલા તપેલાઉપર મુકી તે ચાળણી ઉપર એક થાળી ઢાંકવી પછી તે તપેલું ચુલા ઉપર મુકવું. વરાળથી પાંદડાં બફાઇ જાય એટલે તેને વાટી રસ કાઢવો તેની સીસી ભરી મુકવી. મધની સાથે દરરોજ ૦। ભાર આપવું.

**હિંગાસ્ટક**—(૬) હિંગાષ્ટકની સુંઠ, મરી, પીંપર; સિંધવ, જીરૂ-શાહજીરૂ; હીંગ; અજમો સરખે ભાગે ખાંડી ચાળીને વાપરવું.

**કેળનો રસ**—કેળના ગાભામાથી બશેર રસ કાઢવો અને બશેર ગાયનું દુધ વખતોવખત સરખે ભાગે મેળવી દરદીએ પીવું.

અમેરીકામાં આ એકજ પ્રયોગ ઉપર ક્ષય મટાડવાની સંસ્થાઓ ચાલે છે.

**ગળો સત્વ**--(૭) ખાંસીના વિષયમાં જુઓ.

**જવરધ્નભૈરવ**--(૮) હીંગળો, કોડીની ભસ્મ, ટંકણખાર, વછનાગ, કનકબીજ,અફીણ, મરી,ગાજો, એ સર્વે સમભાગ લેઇ આદુના રસનો એક પટ અને લીંબુના રસનો એક પટ દેવો. ગોળી રતી ૧ ભારની કરવી. એકેક ગોળી અનુપાન ત્રીકટુ બે આની ભાર મધ સાથે.

ગમે તેવો હઠીલો તાવ, ત્રિદોષ, કફ,દમ, ઉધરસ, શુળ, ચસકા, વા, આધાશીશી,માથાનું શુળ,બસ્તીનું શુળ, સ્રીનું રૂતુ શુળ, સાંધાના દુઃખાવા, કળતર, સળેખમ;ઉધરસ, ઝાડો, સંગ્રહણી, આફરો, મંદાગ્નિ હરસ, રકતપ્રમેહ, પ્રદર આદિ સ્રાવ, નબળાઇ, નામરદી, ત્વચાના રોગ ઉપર ચાલે છે. અનુભવસિદ્ધ છે.

**રકતાંકુશ**—(૯) ફટકડી, સાજીનાંફુલ; સોનાગેરૂ, સુરોખાર, હીમેજ સમાન ભાગે લેઇ તેનું ચુર્ણ કરવું. મા. ૦)= ભારથી પાવલી ભાર પાણી સાથે આપવું.

## ગુદાની ખરજ તથા યોનિની ખરજ

**કાસીસાદિતેલ**--(૧) હીરાકસી, સીંધવ, પીંપર.સુંઠ, ઉપલેટ, વઢવાડીયું, મણશીલ, મરી, વાવડીંગ નેપાળાનાં મૂળ, ચીત્રકમુળ; શુદ્ધ

હરતાલ અને દારૂડીઆનું મુળ એ સર્વે સમાન ભાગે લેવું અને પછી આકડાનું દુધ અને તેલથી, ચોગણું ગૌમુત્ર લેઇ મંદાગ્નિ વડે તેલ સિધ્ધ કરવું.આ તેલ હરસના મસાને ખેરવી નાંખે છે.ખરજ (ગુદાની) તેમાં ચાલે છે.

**સૌરાષ્ટવારી**--(૩) સૌરાષ્ટવારીથી ધોવું.

**પોટાસપરમેંગનીઝ**—(૪) ૨ ગ્રેન પોટાશપરમેંગનીઝ અને પાણી ઓસ ૨ મીશ્ર કરી ધોવુ.

## ખરજવું

**સરજરીની સોગઠી**—(૧) રાળ,ટંકણ,આંબાહળધર, લાકડીઓ ગંધક, બાવચો એ સર્વને ભેગા કરી બકરીના દુધમાં. ઘુંટી રૂા. ૨ ભારની સોગઠી વાળવી. તે ગોમૂત્રમાં ઘસી ચોપડવી.

**ખરજવાને મલમ**--(૨) સોમલ; શંખીઓ,ટંકણ,સાજીખાર, સુરોખાર, નવસાર,ફટકડી, સીંધવ,મોરથુથુ, પારો, રસકપુર, અફીણ, પિતપાપડો, કોડીઓ લોબાન, બાવચી, કુંવાડીઓ, ગુગળ, કદ; આમલસારો ગંધક ત્રીફળાં, સાકર એ સર્વે સમાન ભાગે લઇ ખાંડી કપડે ચાળી લીંબુના રસમાં દીન ૩ વાટી સોગઠી કરીને રાખવી, પાણીમા વાટીને ચોપડવું બળે તો ભેંસનું માખણ ચોપડવું. તેથી ખરજવું મટે છે.

**ગંધકને મલમ**—(૩) ગંધકને વેસેલાઇન મેળવી મલમ કરી આપવો તે મલમ ચોપડવાથી ખસ મટે છે.

**ખસને મલમ**—(૪) રેડ ઓકસાઇડ ઓફ મરકયુરી (સફેદી) રંગે લાલ આવે છે. સફેદો, કપુર, માખણ સાથે મેળવી ચોપડવું. ખરજવું ને ખસ મટે છે.

**સ્વાદિષ્ટ વિરેચન**--(૫] અછબડાના વિષયમાં જુઓ.

## મોઢાના ખીલ

**મંજીસ્ટાદિચુર્ણ**—મજીઠ ૨ ભાર,સાકર ૪ ભાર,જીરૂ ૨ ભાર, મીંઢીઆવળ ૨ ભાર, ખાંડી કપડછાણ કરી સવાર સાંજ રૂ. ૦ાા ભાર આપવું શીળસ; ખુજલી, ખીલ, ગુમડાં વીગેરેમાં આપવું.

**સૌરાષ્ટવારી**—(૨) સૌરાષ્ટવારી ચોપડવું, રાત્રીએ ચોપડવું સવારે ધોઇ નાંખવું.

**મંજીસ્ટાદિલેપ**—(૩) મજીઠ, કઠ, લોદર, વડના કુંપળીઆં, મસુરનું પીઠું ને સેમળાની છાલ તેનું ચુર્ણ કરવું.લેપ તરીકે વાપરવું ખીલ, કરોળીઆ દાઝ ઉપર ચોપડવું.

## ગંડમાલ-ગળાની ગાંઠો-ગાલપચોલાં, ગુમડાં-વિદ્રધી

**બેરજાદિ મલમ**--(૧) બેરંજો શેર ૦ા, જંગાલ તો. ૧ બંને એગાં કરી મેળવી તેલનું મોણ દઇ પટી મારવી, ગંડમાળ ઉપર બદ ઉપર તથા ગળાની ગાંઠ ઉપર ચોપડવાથી મટે છે.

**રેવંચાદિ મલમ**—(૨) રેવંચીને ખાંડી ભુકો કરી બાટલી ભરવી, ૦ા ભાર પાણીમાં વાટી ગડ ઉપર ચોપડી નાગરવેલનું પાન બાંધી શેક કરવો.

**દશાંગલેપ**—(૩) સરસડાની છાલ, જેઠીમધ, તગર, રતાંજલી, જટામાંસી, લોદર, દારૂહળદર, કઠ, વાળો એ ખાંડી ચુર્ણ કરવું. છાસમાં વાટી ગુમડાં ઉપર ચોપડવું.

**મંજીસ્ટાદિ ચુર્ણ**--(૪) ખીલના વિષયમાં જુઓ.

**ત્રિફળા ગુગળ**--(૫) ત્રીફળાને ગુગળની ગોળી બનાવવી.

**ગુંજાદિ તેલ**--(૬) ભાંગરાનો રસ ૧૬ શેર, ચણોઠીનો ભુકો ૧ શેર ને મીઠું તેલ ૪ શેર એ સર્વેને મેળવી તેનું રીતસર તેલ

સિદ્ધ કરવું, માથાની ટાલ,ઉંદરી વીગેરે મટે છે. માથાનો ખોડો તથા ગુમડાં મટે, ગંડમાલામાં તે તેલનાં પોતાં મુકવા.

**મીઠું**--(૭) મીઠું પાણીમા લસોટીને લગાડાય છે.

## ગુદાનો ચીરો

**કાસીસાદિતેલ**—(૧) ગુદાની ખરજમાં જુઓ. તે તેલ લગાવવું.

**સ્વાદીષ્ટ વિરેચન**—(૨) અછબડાના વિષયમાં બનાવટ આવી ગઈ છે. તે દવા ફાકવી.

## ઘચરકા વિકાર–અમ્લપિત

**મંજીષ્ટાદિ**--(૧) મોઢાના ખીલમાં બનાવટ જુઓ.

**અગ્નીતુંડીવટી**--(૨) ઉંદરીના વિષયમાં બનાવટ જુઓ.

**સ્વરજીકાદિક્ષાર**--(૩) ઉલટીના વિષયમા બનાવટ જુઓ.

## ઘણ (ઘારૂ)

**કાંસાજન**--(૧) કાસાજન ભભરાવવું.

**સુહાગો**--(૨) ટ કણ ધોવામાં તેમજ ભભરાવવામાં વાપરવો.

**કાસીસાદિ તેલ**--(૩) વાટો તેલમાં પલાળી અંદર દાખલ કરવી.

**મંજીષ્ટાદિ ચુર્ણ**--(૪) મોઢાના ખીલમાં બનાવટ જુઓ.

**ત્રિફળા ગુગળ**--(૫) મોના ખીલમાં બનાવટ આવી ગઇ છે.

## ગાંડપણ–ઉન્માદ

**માલકાંકણાદિ તેલ**--(૧)બનાવટ આવી ગઇ છે. દરરોજ તો. ૧ થી ૧।। તોલો આપવુ.

**બ્રાસી ઘૃત**--(૨) બ્રાહ્મીનો રસ શેર ૪, ઘી શેર ૪, વજ, શંખાવળીનાં મુળ, કઠ એ ત્રણનું ચુર્ણ ૦।। શેર, ભેગાં કરી ફકત

ઘી રહે ત્યાં સુધી ઉકાળવું એટલે ઘી સિદ્ધ થાય છે. માત્રા ઘી તો. ૨ થી ૪

**વિજીયાદિ ચુર્ણ**—(૩) આગળ બનાવટ આવી ગએલ છે.

**અમીરી જુલાબ**—[૪] નેપાળાનાં બી રૂા. ૧ભાર, ઘઉં રૂા. ૫ ભાર બંનેને ભેગાં મેળવી માટીના વાસણમાં શેકવાં, ઘઉં કાળા પડી જાય ત્યાં સુધી શેકવા,પછી નેપાળો વીણી લેવો,ઘઉં નાંખી દેવા, એટલે દાટી દેવા; પછી તેની અંદર કાળાં મરી રૂા.૧॥ભાર, કાચકાનાં મીંજ રૂા. ૧॥ ભાર, નાંખી ખાંડી કપડે ચાળી ને ખરલમાં નાંખી ત્રણે ઘુટવાં. ખુબ ઘુંટવાથી તેલ નિકળેછે.ને ગોળી વળાય તેવું થાય છે છતાં કોરૂં જણાય તો પાણીનાં ટીપાં બે નાંખવાં, ગોળી મરીના દાણા જેવડી વાળવી. એક ગોળીએ એક જુલાબ થાય છે.

**સારસ્વત ચુર્ણ**--(૫) કઠ, આસંધ,સીંધાલુણ, બોડી અજમોદ, શાહજીરૂ, જીરૂ, સુંઠ, મરી, પીંપર, કાલીપાટ, શંખાવલી, સર્વ સમ ભાગ લેઇ સર્વના બરાબર વજ લેઇ તેનું ચુર્ણ કરીને બ્રાહ્મીના રસની ત્રણ ભાવના દેવી આ ચુર્ણને સારસ્વતચુર્ણ કહે છે. માત્રા તો. ૦॥ થી ૧ મધ તથા ઘી સાથે આપવું.

**ચ્યવન પ્રાશાવલેહ**--(૬) આંબળાં મણ ૧ ફળીચુનો શેર ૦॥ પાણી શેર ૧૫ માં નાંખી તેની આશ ઉતારી તેમાં આંબળાં નાંખી માટીના વાસણમાં બાફવાં.ખુબ બફાઇ જાય એટલે કહાડીને સેજ ગરમાગરમ જાડા ખાદીના લુગડાથી છણવાં ( સીખંડ છણે તેમ ) જે આવો નિકળે તેમાંથી માવો શેર ૧૪ લેઇ ઘી શેર ૫ માં શેકવો, ઘી છુટું પડી જાય ત્યાં સુધી શેકવો. તાવડી પીતળની કલાઇ વાળી લેવી તાવેતો લાકડાનો લેવો, લોઢું અડવા દેવું નહી, ઘીમાં શેકતાં ઉડે છે

તો તાવેતો જરા લાંબો રાખી છેટેથી હલાવવો. પછી સાકર મણ ૧ ની ચાસણી પતાસા જેવી કરી આવો તેની અંદર નાંખવો એટલે પાતળુ થઇ જશે પછી તેને ખુબ અગ્ની ઉપર ધીમી આંચે ખદખદાવવો. શીરા જેવું થાય ત્યારે એલચી શે.૦।, નાગકેશર શે. ૦।।, વાંસકપુર શે. ૦।।,તજ ૦)≈ પીંપર શેર ૦।।,કેશર તો.૧ નાંખી ખુબ હલાવવું પછી માટીના ઠામમા ઘી ચોપડીને ભરી દેવો.

**આકરકરભાદિ ચુર્ણ**—(૭) નિદ્રા નાશના વિષયમાં બનાવટ આવી ગઇ છે તે જુઓ.

## ચસકા—શુળ

**આકરકરભાદિ**—(૧) શકિત માટે વપરાય છે.

**વિષગર્ભ તેલ**—(૨) બનાવટ આવી ગઇ છે, ચોળવા માટે વપરાય છે.

**સ્વાદિષ્ટ વિરેચન**--(૩) દસ્ત સાફ લાવવા માટે વપરાય છે.

**વજ્રક્ષાર**—(૪) પાચન તથા મળશુદ્ધિ માટે વપરાય છે.

**કાલોરસ**—(૫) સખ્ત જુલાબની જરૂર જણાય તો આપવો.

ઉપરની દવાઓની બનાવટો આગળ આવી ગયેલી છે.

**શૃંગ્યાદિલેપ**—[૬] સાબરશીંગુ, સુંઠ, હિંગ, કપુર, ઇંદ્રિજવ, શેષગુંદર,સીંદુર, એરંજો, ગુગળ સર્વને મિશ્ર કરી તેની પટી મારવી. સોજો હોય તો નવસારના પોતાં મુકવાં.

## ચાંદી-ઉપદંશ

**દેવકુસમાદી**—(૧) કલાય ખંજના વિષયમાં બનાવટ જુઓ.

**કેશરાદી**--(૨) કલાય ખંજના વિષયમાં બનાવટ જુઓ

**કજ્જલી**--(૩) ગંધક શુદ્ધ,પારો શુદ્ધ, (પારો શુધ્ધ કરવો–

પારો શેર ૨ હળદર રાજાવરીનો ભુકો શેર ૧ તથા ઈંટનો ભુકો કપડછાણ કરી શેર ૧ ત્રણે ચીજોને ખરલમાં ઘુંટવું દીવસ પાંચ સુધી પછી પાણીથી ધોઇ લેવો તે શુદ્ધ પારદ છે.) સમાન ભાગે ઘુંટવું એટલે બંને એક રસ થાય ત્યા સુધી ઘુંટવું અને પછી કડાઇ લોઢાનીમાં નાખી ધીમા શેકવું પછી તે કેળામાં આપવી. વાલ ૧; જેથી ઉપદંશ મટે.

કેસરાદિ-નં. ૧ (૨) [૩] તેમા પરેજી સખ્ત પાળવી દુધ ભાત વીગેરે ખાવાં.

**ગંધક રસાયન**—(૪) આગળ બનાવટ આવી છે.

**મંજીષ્ટાદિ ચુર્ણ**—આગળ લખાઈ ગયું છે.

**ચોપચીની ચુર્ણ**—(૬) ચોપચીની શેર ૧; જેઠીમધ શેર ૦।, વાવડીંગ નવટાક એ ત્રણેને ભેગાં ખાંડી તો. ૨ નો રોજ ક્વાથ કરવો તો. ૨ પીવો.

**સરજરી મલમ**—[૭] રાળ ચોખી રૂા. ૨ ભાર; તેને ધીમાં રાંધવી. રંધાઇ રહે ત્યારે હેઠે ઉતારીને તેમા મીણ ચોખું રૂા. ૧। ભાર નાખીને હલાવી પછી પાણીમા ૨૫ વાર ધોવું, પછી કપુર રૂા. ૦।। ભાર વાટીને નાંખીએ તેની પટી મારીએ એટલે ચાંદી સર્વે ભરાઇ જશે.

સોજો મટાડવા માટે અરણી અથવા લીંબડાનાં પાન બાફી ચોપડવાં. બાવળ, બોરડી, કાથો અને ધમાસો એનું પાણી ઉકાળી ચાંદીને ધોવી. જો રાળના મલમથી ન મટે તો નંબર ૯ નો મલમ વાપરવો આથી પણ રૂઝ ન આવે તો હીંગળાની ધુણી દેવી.

**વિસ્ફોટક ઉપર ક્વાથ**—નસોતર, વાવડીંગ, ઇંદ્રવરણાના મુળ, દાડમની છાલ સમાન ભાગે લેઇ ક્વાથ રૂા. ૨ ભાર આપવો.

**ઓદારાદી મલમ**--રસકપુર, હીંગળો, મોરથુથુ ફુલાવેલ, કપુર, સોનાગેરૂ, સફેદો, હીરાદખણ, કાથો, ઓદાર, પારા ગંધકની કજલી; માણુસના અસ્થીની ભસ્મ એ સર્વે સમ ભાગે લેવાં પછી દીવસ ૧ ઘુંટવુ. સર્વે ઔષધોથી બીણુ અડધું લેઇ મલમ બનાવવો પછી તે મલમને પાણીમાં ધોઇને લગાવવો.

**સાદો મલમ**—(૯) કાંસાજણને ધોયલુ ઘી વાપરવું.

**જંતુનાશકવારી**–પોટાસ પરમેંગેનીઝ અથવા રસકપુર તેનું પાણી કરી ધોવું. શેર ૧ પાણીમાં વાલ ૨, પોટાસ પરમેંગનીશ લુગડાના છેડામા બાંધી પાણીમાં હલાવી ને ગાળવું કણી પાણીમાં ન રહેવી જોઇએ એક ભાગ રસકપુર ને ૧૦૦ ભાગ પાણી મેળવી તેનાથી ધોવું.

**કારબોનીક સોપ**--૨૫ નંબરી કારબોનક સોપથી ધોવું.

## ગળાના ચોળીઆનો સોજો–ગલગ્રહ

**મંજીષ્ઠાદિ ચુર્ણ**—૧ બનાવટ આવી ગઇ છે.

**સૌરાષ્ટ્રવારી**--સોરાષ્ટ્રના કોગળા કરાવવા.

**ગ્લીસરાઈન તથા સુહાગો**—ગ્લીસરાઇન તથા ટંકણ મેળવીને ચોપડવું.

**ત્રીફળાના કવાથના કોગળા**—ત્રીફળાના કોગળા કરવા.

**રકતચંદનનોલેપ**–(૫) રતાંજલી ધસી ચંદન ઉતારવું તેમાં સોનાગેરૂ, સુરોખાર તથા મેટ જાતની માટી મેળવી; ગળા ઉપર લેપ કરવો. ઉપર કેળાંની છાલ બાંધવી.

## છાતીમાં બળતરા (હૃદય દાહ)

**દ્રાક્ષાદિ ગોલી**—૧ હીંગાષ્ટકમાં દ્રાક્ષ મેળવી ગોળી કરી કરવી

ચણીબોર જેવડી કરવી. દીવસમાં દશ બાર આપવી.

**શિવાપાચન**—ર હરડે, સંચળ, અને સાકર સમ ભાગે મેળવી. ૦। થી ૦॥ ભાર આપવું. ગરમ પાણી સાથે આપવું.

## જલોદર

**વૃકોદર અર્ક**—(૧) જુનો કેરડો વર્ષ ૧૦૦નો લઇ તેનાં મુળીઆં મણ ૧ લેવાં તેના કટકા ઝીણા કરવા. પછી ખારેક શેર ૫ લેઇને મોટા માટીના વાસણમાં નાંખવું, માટલા હેઠે છેદ પાડવો, ને પાણી ઝીલવા નિચે એક વાટકો રાખવો. માટલાં ઉપર ઢાંકણું ઢાંકી કપડમટી કરી લેવું પછી તેના ઉપર છાણાં સળગાવવાં એટલે વાટકામાં અર્ક પડશે. તે અર્ક પાનમાં સળીવતી લીટા કરીને સાંજ સવારે ખવરાવવો. પરેજ તેલ મરચું ને ખાંડ બંધ; પહેલે દીવસે મોઢેથી પાણી છુટશે, બીજે દીવસે પણ છુટશે. કાંઇ ખાઈ નહી શકે ત્રિજે દીવસે ભુખ ઉઘડશે. મોઢામાંથી પાણી નિકળતું બંધ થશે. જલોદરનું પાણી શોષણ થશે. ખાવામા સાકરનો શીરો. સાત દીવસ પછી બીજા ખોરાકની છુટ, ઝાડા થાય તો બીવું નહી. જલોદર મટે છે.

કાળોરસ—(ર) બનાવટ આવી ગઇ છે.

## ઝાડા—અતિસાર

**એરંડીઆનો જુલાબ**--તો. ૧ રેચ માટે સુંઠના ઉકાળા સાથે આપવું.

**મધુપટીકા**—કાળજા ઉપર મધ ચોપડી ઉપર કળીચુનો ભભરાવવો ઉપર પાન મુકવું.

૩ **સરીજરી ચુર્ણ**—રાળને ખાંડીને કપડે ચાળી બે આની કે પાવલી ભાર ખાંડ સાથે આપવી.

૪ **સરજરી નં ૨**—બીલીનો ગર્ભ, રાળ, કડાછાલ-અતિવિષ ઉંચી હીંગ ને અફીણ સમભાગ લઇ ઘુંટી મગ જેવડી ગોળી કરવી મા. ગો ૧ ( ચુર્ણ પણ અપાય )

૫ **આનંદભૈરવ રસ**—હીંગળોક, વછનાગ, મરી, ટંકણખાર પીંપર સમભાગ લેઈ લીંબુના રસમા ખરલ કરી ઝીણી જારના દાણા જેવડી ગોળી કરવી. માત્ર ગો. ૧ થી ૪ લેવી ખોરાકમાં છાસ, ભાત; દહીં ભાત; કઢી ભાત લેવાં.

૬ **સંજીવનીવટી**—બનાવટ ઉપર આવી ગઇ છે.

૭ **કુંકુમવટી**—કેશર અને અફીણ બે સમાન ભાગે લેઇ બાજરીના દાણા જેવડી ગોળી કરવી.

૮ **વૃદ્ધ ગંગાધર ચુર્ણ**—નાગરમોથ; અરડુસાના મુળની છાલ, સુંઠ, ધાવડીનાં ફુલ, લોદર, વાળો, બીલાં, મોચરસ, કાળીપાટ, ઇંદ્રજવ, કડાછાલ, આંબાની ગોટલી,અતીવિષ, રીસામણી, એ સર્વે સમાનભાગે લેઇ ચુર્ણ કરવુ, અનુપાન ચોખાનું ધોવણ તથા મધમાં ૦)= થી ૦ા લેવાથી મટે; ખાવામાં છાસ ને ભાત.

૯ **ગંગાધર રસ**—શુદ્ધ પારો રૂ ૧ભાર,ગંધક ૧ ભાર બંન્નેની કજ્જલી તૈયાર કર્યા પછી અફીણ રૂા ૧ભાર નાંખી ખરલ કરવો. પછી બીલીનો ગર્ભ રૂ ૧ ભાર,નાગરમોથ ૧ ભાર,મોચરસ ૧ ભાર,એ સર્વેને ખાડી લુગડે ચાળી ખરલ કરવું. માત્રા રતી ૧; છાસમાં સવાર સાંજ આપવું. લોહી પડતું હોય તો ચોખાના ધોવણમાં આપવું; છોકરાને માત્રા ચોખાપુરની છે.

૧૦ **પલ્વીસ કેટીઓ રેમેટીક**—પંચ પાંચ ગ્રેનનાં પડીકાં ૩ કરવાં. તે આપવાથી ઝાડા બંધ થઇ જાય છે.

## ઝાડા બાળકોના તથા બાળકોની આંચકી

૧ **એરંડીયું**--એરંડીયાનો જુલાબ આપવો.

૨ **બાલ ચાતુરભદ્ર**—પીંપર અતીવિષ,નાગરમોથ, અને કાકડા સીંગીનું સમભાગે ચુર્ણ કરવું; માત્રા ૧થી ૩ રતી; અનુપાન મધમાં.

૩ **ક્ષરજરી ચુર્ણ**--બનાવટ આવી ગઇ છે.

૪ **સુહાગો**—ફુલાવેલ ટંકણ ૬ માસા ( વાલ ૨ ), જાવંત્રી રતી ૨ ઉનાપાણીમાં મેળવીને પાવી આચકીમા પણ પાવી, ડુંગળી સુંઘાડવી.

૫ **એલીઆદીલેપ**--એળીઓ,દિકામારી, ઇંદ્રજવ,કપુર,હીંગ, ને સાબુ તેને ખદખદાવી પેટ ઉપર ચોપડવું.

૬ **માલકાંકણાદિલેપ**--માલકાંકણાને અજમો વાટી ઉનાં કરી શરીરે ચોપડવો.

૭ **ખાપરીયું**--ધાપાણને ગૌમુત્રમાં ઉકાળી શુદ્ધ કરી અગ્નિમાં ફુંકી દેવો. માત્રા વાલ ૧ થી ૨; બાળકને લવીંગનું તેલ નસે નસ ચોપડવું.

૮ **વજાદિ ચુર્ણ**--મોરછડ; કાકડાસીંગી, ખુરાસાની વજ, પદમક એ સર્વે સમાન ભાગે મેળવી વાલ ૧ ને આશરે પાણીમાં પાઇ દેવું.

૮ **આ** સમલીની કોકડી ને મરી વાટી પાય તો આંચકી મટે.

૯ **બાળાગોળી**—જાવંત્રી,જાયફળ, કડાછાલ, મોચરસ ધાવડીનાં ફુલ, કીરમાણી અજમો, કેશર; વાવડીંગ, એલચી, અફીણ રા.

શ૧ ભાર, કેશર રૂા. ૦ાા ભાર અને એલચી રૂા. ૨ ભાર બાકી બધાં રૂા.૬ ભાર લેઇ, ખાંડી અફીણનો કસુંબો કરી ગોળીઓ મગના દાણા જેવડી વાળવી.

## ટચકીયું (કટીગ્રહ) કેડો રહી જવી

૧ **વિષગર્ભ તેલ**—ચોપડવામાં આવે છે.

૨ **કાળોરસ**—રેચ માટે વપરાય છે.

૩ **અગ્નિતુંડી**—ખાવામાં આપવાથી ફાયદો થાય છે.

૪ **રાસ્નાદિકવાથ**—પીવામા આપવાથી મટે છે.

## તૃષા

૧ **ચાંદી**—ચોખી ચાદીની કકડી મોઢામાં રાખવી.

૨ **યેષ્ટીમધ**—જેઠીમધનું લાકડું મોમાં રાખવું.

૩ **સાજીના ફુલ**—સોડા પાવો તેથી મટે.

૪ **ધાન્યાદિહિમ**—ધાણા, દ્રાક્ષ ને વરીઆલી રાત્રીએ માટીના વાસણમાં પલાળી રાખવાં સવારે બધાં બરાબર ચોળી પાણી ગાળી લેવું તે પીવામા આપવું.

**વડવાઇ ગુટિકા**—વડની વડવાઇના અંકુરો, જેઠીમધ, ઉપલેટ, કમળ કાકડીનો મગજ અને ચોખાની ધાણી સર્વેની ભુકી કરી સાકર સાથે ઘુંટી ગોળી બનાવવી મુખમાં રાખી તેનો રસ પીએ તો તરસ મટે.

## જ્વર

૧ **પાચન ક્વાથ**—દેવદાર ટાંક ૨ાા, ભોરીંગણી ઉભી ટાંક ૨ાા બેઠી ભોરીંગડી ૨ાા ભાર, સુંઠ ૨ાા ભાર, ધાણા રૂા. ૨ાા ભાર એની પડીકી ચાર કરીને સર્વે જ્વરમાં ખાયતો પાચન થાય.

૨ **સન્નિપાત ક્વાથ**—પીપરીમુળ, ઇંદ્રજવ, દેવદાર, વાવડીંગ, ભારંગી, તગર, કાયફળ, પુષ્કરમુળ, રાસ્ના, હરડે, ભોરંગડી અજમો, કરીઆતું, ખુરાશાની વજ,ચવક, કાળીપાટ, ખડબ્રાહ્મી,લવીંગ એ સર્વેનો ક્વાથ કરી દીવસ ૭ પાય તો સર્વે સન્નિપાત મટે. તેમ સુતીકા રોગને માટે પણ આ ક્વાથ સારો છે. શાસ્ત્રકાર આ ક્વાથને ગ્રંથ્યાદિ ક્વાથ કહે છે.

**અભયાદિ ક્વાથ**--હીમેજ અથવા હરડે, નાગરમોથ, ધાણા રતાંજલી, પદમક, અરડુશીનાંપાન, ઇંદ્રજવ; વાળો, ગળો, ગરમાળાનો ગોળ; કાલીપાટ, સુંઠ; ને કડુ સમાન ભાગે લેવું. માત્રા તોલો ૨થી૨॥ પીંપરના અનુપાન સાથે આપવું.

૪ **જ્વરાંકુશ**—સોમલ શંખીઓ ટાંક ૦॥; ફટકડી ટાંક ૨॥; બંનેને સરાવ સંપુટમાં ઘાલી ગજપુટ અગ્નિ દેવી તેમાંથી ચોખા ૧ ભાર દુધ સાકર સાથે આપે તો તમામ જ્વરને મટાડે છે.

(નં. ૨) સોમલ શેર ૦॥ તેને લીંબુના રસમાં દીવસ ૧ વાટીએ પછી હાડલીમાં નાંખીને બીજી હાંડલી ઉપર ઉંધી વાળી તેનો સાંધો મેળવી પછી ચુલાપર ચડાવી હેઠે રોટલા જેવી આંચ દેવી. ઉપરની હાંડલી પર ભીનું કપડું રાખવું, એ પોહો એમ કરવાથી ફુલ પડે છે, તે ફુલ સીસીમાં ભરી રાખવાં માત્રા ચોખાપુર આપવાથી તાવ મટેછે;

૫ **જ્વરાંકુશ નં. ૨**—શુદ્ધ કરેલો પારો, ગંધક, વછનાગ; એ ત્રણે પદાર્થ સમાન ભાગે લેવા. એ ત્રણે સમાન ધંતુરાના બીજ લેવા અને એ સર્વેથી બમણી સુંઠ, મરી અને પીંપર લેઇ પારા ગંધકની કજલી કરી વછનાગ મરી ભેગાં વાટી અન્ય સર્વ પદાર્થનું ચુરણ કરી સર્વેને એકત્ર કરી લીંબુના રસમાં અને આદાના રસમાં ઘુંટી ૨ રતી ભારની ગોળી કરવી, માત્ર ગો ૧ થી ૨, તાવ, શ્વાસ,

દમ, ઉધરસ અને ક્ષયને મટાડે છે. સર્વ જાતના તાવ મટાડે છે. ઝાડાને પણ ફાયદા કર્ત્તા થાય છે

**સોમલ શુદ્ધ**–સોમલને તાંદલજાના રસમાં, કેળના રસમાં ને કારેલાના રસમાં ઘુંટવો પછી બધે વાપરવો.

૬ **જ્વરાંકુશ નં. ૩**—ચોખી શુદ્ધ કરેલી હરતાલ જેટલી હોય તેથી અર્ધ ભાગે શંખનું ચુર્ણ લેવું તથા હરતાલના નવમે ભાગે શોધેલું મોરથુથુ લઈ તે સર્વને કુંવારપાઠાના રસમાં ઘુંટી સરાવ સંપુટમાં ગજપુટ અગ્ની દઈ ફુંકવું. પછી ઘુંટી કરી ચાળી લેવો. માત્રા ૧ રતીભાર.હથેળીમાં પહેલા ખાંડ લઇ તેના ઉપર ઔષધ મુકી, તેના ઉપર ખાડ મુકીને ફાકી જવું. ખોરાકમા દુધ અને ભાત ખાવાં, ઉલ્ટી થાય તો ગભરાવું નહિ.

૭ **ત્રિપુરભૈરવ રસ**—સુંઠ ચાર ભાગ, મરી ચાર ભાગ,ટંકણખાર ૩ ભાગ, શોધેલો વછનાગ ૧ ભાગ ને નાગરવેલના પાનનો રસ અને આદુ, અને લીંબુના રસની ભાવના દઇ સારી રીતે ઘુંટી ગોળી રતીભારની કરવી. માત્ર ગોળી ૧ થી ૨ સર્વ પ્રકારના તાવ મટે છે.

૮ **જ્વરામૃત**--દીકામારી, ૪ તોલા, ' ખુબકલા ' ૩ તો. સાકર તોલા ૩; કાળાં મરી તોલા ૪; કોલંબો ૦ા તોલો; સીંધવ ૨ તોલા; લીંબુના રસમા ચણીબોર જેવડી ગોળી કરવી, દીવસમાં ૬ થી ૮ ગોળી દેવી.

ટાઢીઆ તાવમાં ઉના પાણીમાં; અને ઉનીઆ તાવમાં ટાઢા પાણીમાં આપવી.

**અમૃત ગુટીકા**—મનસીલ ૧ તોલો,લીંબોળીનાં મીંજ તોલા ૧૦, મરી તોલા ૫, એળીઓ તોલા ૨ા, ભરજીત ( કડુ) તોલા ૪ એ

સર્વેનું ચુર્ણ કરી ગોળી ચણીબોર જેવડી કરવી. માત્રા ગોળી ૧ થી ૪

**૧૦ અમૃત ગુટીકા નં.૨**—કાચકાંના ગોળા રૂા. ૫ ભાર,કવી-નાઇન તો. ૧ ભાર, બન્ને ભેગાં કરી લસોટી પાણીમાં ઘુંટી ગોળા જારના દાણા જેવડી કરવી. કડુ ભર્જીતમાં પણ મેળવી શકાય છે.

**૧૧ સુર્યરસ**--સુરોખાર, ગળોસત્વ, સોનાગેરૂ,સોડાબાઇ કાર્બ સાથે મેળવી માત્રા ૧ થી ૪ વાલ પિત્તજ્વરમા સારૂં કામ કરે છે.

**૧૨ મહાસુદર્શન ચુર્ણ**—હવે ફાર્મસીમાથી લાવવું. બનાવટ ત્રીફળાં, ત્રીકટુ, હળદર અને દારૂહળદર, ઉભી અને બેઠી ભોરંગડી, કચુરો, ગંઠોડા, મોરવેલ, ગળો, ધમાસો કડુ, ખડસલીઓ, નાગરમોથ ત્રાયમંડ, વાળો, લીંબડાની છાલ, પુષ્કરમુળ, જેઠીમધ, કડાછાલ, અજમો, ઇંદ્રજવ, ભારંગીની છાલ, સરગવાનાં બી, ફુલાવેલી ફટકડી, ઘોડાવજ, તજ, પદમકનું લાકડું, કાળો વાળો, સુખડ, અતીવિષનીકળી ખરેટીનાં મુળ, સુગંધી સમેરવો, સમેરવો ને વાવડીંગ; તગર, ચીત્રા દેવદાર, ચવક, કડવા પરવરનાં પાદડાં, જીવક, (ભોયકોળુ) ફગવેલી-આનો કંદ; લવંગ, વંશલોચન, સફેદ કમળ, આસંધ, તમાલપત્ર, જાવંત્રી ને તાલીસપત્ર એ બધાનું અર્ધો ભાગ કરીઆતું નાંખવું ને ચુર્ણ કરવું તોલો ૦થી ૦ાા, તમામ પ્રકારના જ્વર,દાહ, મુર્છા તૃષા, વીગેરે તમામ જાતનાં દરદો મટે છે.

## સુતિકા જ્વર

**૧ સામુદ્રિક વિરેચન**--આગળ બનાવટ આવી ગઇ છે.

**દેવદારવાદી કવાથ**--દેવદાર, વજ, કઠ, પીંપર, સુંઠ, કાયફળ, મોથ, કરીઆતુ, કડુ, ધાણા, હીંમજ, ગજપીંપર, બેઠી ભોરંગડી,

ગોખરૂ, ધમાસો, અતીવિષ; ગળો, કાકડાશીંગી, શાહજીરૂ તેનો ક્વાથ કરવો. માત્રા તોલા ૨ થી ૩

સ્ત્રીઓના સર્વ રોગ, પેટનું શુળ, ખાસી, તાવ, શ્વાસ, મુર્છા મસ્તકશુળ, કંપવાયુ ને તાણને મટાડે છે.

૩ **દશમૂળક્વાથ**--શાલવણુ, પીઠવણ, બેઠી તથા ઉભી ભોરંગડી, ગોખરૂ, બીલી, અરણી, અરડુશો, સીવણ, પાટલા એ બધા મુળને ખાંડી તેનો ક્વાથ કરવો. માત્રા તોલા ૨ થી ૩ પીંપરના ચુર્ણ સાથે આપવો. વાત કફ જ્વર, સન્નિપાત જ્વર, સુવાવડી સ્ત્રીઓના સર્વ વિકારો મટે છે.

## દમ

૧ **મદનાદિ વમન**--અનાવટ આવી ગઇ છે.

૨ **શ્વાસકુઠાર**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક,શુદ્ધ વછનાગ, ટંકણ, શુદ્ધ મનસીલ, દરેક તોલો ૧, મરી તોલા ૮ સર્વનું ચુર્ણ કરી સુંઠ તોલા ૨, મરી તોલા ૨, પીંપર તોલા ૨ દરેકનું જુદુ ચુર્ણ કરી મેળવવાં.માત્ર રતી ૨; અનુપાન નાગરવેલના પાનમાં આપવું.

૩ **કૃષ્ણક્ષાર**—ધંતુરાનાં ઝીંડવાં શેર ૧;અજમો શેર ૧, મીઠું શેર ૧ ત્રણે ખાંડી એક હાડલીમાં ભરી બાળી નાંખવાં તેની રાખ તેજ કૃષ્ણસાર છે. માત્રા વાલ ૧ થી ૨.

**સામુદ્રિક વિરેચન**--આગળ આવી ગયું છે.

કાસાંતકવટી--લવંગ તોલા ૩, એક તોલો બેડાંની છાલ, બે તોલા કાથો, એક તોલો ટંકણ, એક તોલો જેઠીમધ, જવખાર તોલો ૦॥, પીંપર તોલો ૦॥ ખાંડી બાવળના રસમાં ઘુંટી ગોળી વાળવી મોંમાં રાખી રસ ઉતારવો. દીવસમાં ગોળી ૧૨ લેવી.

## દંતરોગ

૧ લવંગનું તેલ—લવંગનું તેલ, તજનું તેલ કે અફીણનો ફુસુંઓ તેમાં રૂ બોળી દાંતના કોતરમાં રાખવું.

૨ વીડીંગ ગુટીકા—મીણને વાવડીંગની ગોળી કરી ભરવી.

૩ દંતમંજન—ફુલાવેલ મોરથુથુ એક ભાગ, ટંકણ ૨ ભાગ, ફટકડી ૩ ભાગ, ચાક ૮ ભાગ, કપુર ૧ ભાગ, બદામના કોતરાંની રાખ ૪ ભાગ, બીજોરાની છાલનો ભુકો ૨ તોલા, દાડમની છાલ તોલા ૨ એ સર્વેનું બારીક ચુર્ણ કરવું.

કીડામારીનો રસ કાનમાં નાખવાથી કાન અથવા દાંતની પીડા મટે છે.

દંત મંજન નં.૨—ચાક તોલા ૪, કાથો તોલો ૧ ગુલાબનાં ફુલ તોલો ૧, ચણકબાલા તોલો ૧, એલચી તોલો ૧, કપુર તોલો ૦॥ માત્રા ૦। થી ૦॥ તોલો.

## ધાવણ વૃદ્ધિના ઉપાય

૧ જીવન—બનાવટ આવી ગઇ છે. હવે ફાર્મસીમાંથી લેવું.

ખોરાકમાં બટેટા લેવા, સુવાનું પાણી પીવું, સ્તન ઉપર એરંડીયું તેલ ચોપડવું. જીવન દુધ સાથે આપવું.

૨ સુદર્શન ચુર્ણ—બનાવટ આવી ગઇ છે.

૩ નવસાર લોશન—નવસારનાં પોતાં ભીનાં સુકાં મુકયાં કરવાં.

## ગંડીઓ વા અથવા નજળો

૧ વિષગર્ભ તેલ—ઉપર બનાવટ આવી ગઇ છે.

સામુદ્રીક વિરેચન—ઉપર બનાવટ આવી ગઈ છે.

૩ ચંદ્રપ્રભા—ઉપર બનાવટ આવી ગઇ છે.

૪ **ત્રિફળા ગુગળ**—ઉપર બનાવટ આવી ગઇ છે.

## શારીરિક ક્ષિણતા

૧ **જીવનની**—બનાવટ આગળ આવી ગઇ છે.

૨ **પાચન ગુટીકા**—સુંઠ રૂા. ૧૦ ભાર, મરી રૂા. ૨ ભાર, પીંપર રૂા ૧ ભાર;સીંધવ ૧ ભાર, હીંગ ০ા ભાર; નવસાર ০ા ભાર ટંકણ ૨ાા ભાર એ સર્વેની ગોળી સરગવાના પાનના રસમાં વાળવી.

**દ્રાક્ષાવટી**—તજ તોલા ૫,ધાણા તોલા ૫,જીરૂ તોલા ૫, મરી તોલા ૮, ગંધક તોલા ૫, સીંધવ તોલા ૧૦, દ્રાક્ષ શેર ૧ા, અનાર [દાડમ] દાણા તોલા૧૦ ઉપરની ચીજોમા અનાર દાણા દળીને વાપરવા અને દ્રાક્ષ તથા લીંબુના એકત્ર કરેલા રસમાં ઉપલું ચુરણ નાંખી ઘુંટી ગોળીઓ વાળવી.

## વીર્યની નિર્બળતા

૧ **સ્વલ્પ ચંદ્રોદય**-હીંગલોક તો. ૧૦ લવીંગ તો ૨૦ ખાંડી તેમાથી લવીગ તોલા દશ માટીની કલાડીમા દાબવાં ઉપર હીંગલોકની કટકીઓ ૨૦ મુકવી ઉપર બાકીના લવંગ ૧૦ ભાર દાબવાં. પછી ચુલે ચડાવી ઉપર ધોળી ડુંગળીનો રસ શેર ૧૫ ધીમી આંચે કલાડામા રેડતા જવું ને પાતા જવુ અને તમામ રસ બળી જાય એટલે ખરલમાં વાટી નાંખવુ પછી તેમાં નરલવંગ તોલા ૧ાા જાયફળ તોલા ૧ાા સમદરસોસનાં બી તોલો ૧ા ત્રણે ખાંડી કપડે ચાળી હીંગળોક ભેગા નાંખી એક કલાક ખરલ કરવો. પછી બરાસ રૂા. ০ાા ભાર; કસ્તુરી રૂા.০ા ભાર ને તેમાં ખરલ કરવી. આદુનો રસ શેર ০માં મેળવી ગોળીયો વટાણા જેવડી વાળવી. ગોળી ૧ દુધ સાથે લેવી. આ ગુટીકાની અંદર ০ાા તોલો સોનાના વરગ ચડાવવા અથવા ઘુંટી નાંખવા.

**આકરકરભાદિ**--ઉપર બનાવટ આવી ગઇ છે.

**વિષમુષ્ટી ગુટિકા**—આનું બીજું નામ અગ્નીતુંડી છે. જેમાં ઝેર કોચલાં આવે છે.

ઝેરકોચલાને લુગડે બાંધી ભીની માટીમાં દાબી દેવાં કે ગોમુત્રમાં પલાળી રાખવાં પછી તેને કાઢી છાલ કોથળા સાથે ઘસી નાંખવી, પછી તેના બે ભાગ જુદા પાડી વચલી જીભ કાઢી નાંખવી ને ઘીમાં સેકી ખાંડી નાંખવાથી શુદ્ધ થાય.

**ટોનિકપીલ્સ**—ફોસફરસ ૧૫ ઘઉં ભાર,ફેરીરેડેકટમ ૨ આઉંસ; ડેમીઆના ાા આઉંસ અને એકસ્ટ્રેકટ નક્ષવોમીકા ૧ ડ્રામ, ફેરીફોસફરસ ૨ આઉંસ; કવીનાઇનની સીસી ઔંસ ૧ હાવર્ડની; એકસ્ટ્રેકટ જેનસીઆ ા રતલ આ ૬૦૦ ગોળીનું માપ છે.

**૫ મદન કામેશ્વર** રસ-કજલી ૨ ભાગ; અફીણ ૧ ભાગ એ બંન્નેને લેઇને નાગરવેલના પાનમાં ઘુંટી વાલ વાલની ગોળી કરવી. માત્રા ગોળી ૧, અનુપાન સાકર સાથે સાંજે લેવી, ઉપર કાંઇ ખાવું નહીં ફકત ભેંસનું દુધ પીવું. પુરુષત્વ વૈધેછે.

**મલ ગુટીકા**—શુદ્ધ સોમલ અને કાથો સમાન ભાગે લેઇ બાજરીના મોટા દાણા જેવડી ગોળી કરવી. માત્રા ગોળી ૧ દુધ તથા સાકર સાથે લેવી. દવા ઝેરી છે.

પુરૂષત્વ તથા સ્ત્રી સેવનની ઇચ્છા પ્રગ્નિ કરે છે.

**૧ તીલો નં. ૧**--નેપાળાના તેલની પડી સર્વેમાં શ્રેષ્ટ છે.

ઇંદ્રી ઉપર ફોલ્લી થાય તો ભેસના છાણથી ઘોઇ ઉપર ઘોએલું ઘી ચોપડવું.

**૨ તીલો નંબર ૨**—ધંતુરાનું તેલ પાતાલયંત્રથી કાઢી ચોપડવું.

૩ તીલો નં. ૩--ધોળી અને રાતી કણેરનાં ફુલ નંગ ૬૪-૬૪ ઉભી તથા બેઠી ભોરંગણીનાં મુળની છાલ ટાંક ૫ તેનું ચુર્ણ ઝીણું વાટી બંન્ને ભોરંગડીના રસની સાત ભાવના દેવી. તેની ગોળી કરી સીસીમાં ભરી રાખવી થુંકમાં ઘસી ચોપડવી.

તીલો નં. ૪—ખારેકના ઠળીઆ ઘસીને ચોપડવા.

૫ તીલો નં. ૫—હીરાકસી, આસંધ, લોદર ને ગજપીંપર દરેક તોલા ૪; તેલ તોલા ૬૪, પાણી તોલા ૨૫૬ મેળવી તેલ સિદ્ધ કરવું.

તીલો નં. ૬--પલાસ પાપડાને ઘડી એક પાણીમાં પલાળી પછી કાઢીને છાયામા સુકવીએ અને તેને ખાંડીને કાચની સીસીમાં ભરીએ વાલુકાયંત્રથી તેલ કાઢીએ અથવા પાતાલ યંત્રથી તેલ કાઢીએ પછી એ તેલ નાગરવેલના પાનમા રતી ૧ લગાડીએ તો મરદ થાય તે એક ચોખાભાર પાનમા ચવરાવે તો નબળાઇ મટે

૭ તીલો નં. ૭--ગધેડીની ઓર લાવી તેની અંદર ઝીણું લુગડું ગજ ૧ા ત્રણ દીવસ પલાળવું પછી તેને છાયે સુકવીને ઘીમાં પલાળવુ પછી તેની પટી મારવી પુરુષત્વ પ્રાપ્ત થાય.

તીલો નં. ૮--નેપાળો ટાંક ૪ આંબલસારો ગંધક ટાંક ૪; બંનેને વાટીને ઘી સાથે મલમ કરવો પછી લુગડા ઉપર ચોપડીને લગાડવું તેનાં ટીપાં પડે તે વાટકામાં લઈ લેવા અને તેલની પટી મારવી. તો પુરૂષાતન આવે છે.

## નસ્કોરી ફુટતી હોય તો

**સપ્તામૃતલોહ**—ની બનાવટ આગળ આવી ગઇ છે.

**આવળકંટી ચુર્ણ**--આંબળાને ઘીમાં શેકી તેનું ચુર્ણ કરી લુગદી તાળવે લગાડવી.

**૨ સૌરાષ્ટ્ર નસ્ય અથવા લોશન**--ફટકડી સુંઘાડવી, અથવા તેનાં પોતા તાળવે મુકવાં.

## નાસુર

**૧ રેવંચીનો લેપ**--રેવચીનું લાકડું ભાગ ૨,ઝેરકોચલું એક ભાગ એ બંન્નેને પાણીમા ઘસવું, એ પાણી આંખમાં પાડવું. ને પડખે ખરડ કરવો એવું દીન ૪-૬ કરે તો નાસુર મટે.

૨ ગંધો બેરજો ટાંક ૩૫; એળીઓ ટાક ૩૫. હીરાબોળ ટાંક ૩૫,મોરથુથુ ટાક ૩૫, જંગાલ ટાંક ૩૫, ડુંગળીનો ગાંઠીઓ એક, ગોળ શેર ૧; ઘી શેર ૧,તમામનો ભેગો મલમ કરી લગાડે તો જુનો તથા નવો નાસુર મટે તેમ સર્વ પ્રકારનુ વ્રણ મટે છે.

હીંગ તથા લીંબડાના પાંદડાં વાટીને લેપ કરવાથી કીડા નીકળી જાય છે.

ખાટખટુંબડાની ગાંઠ પાણીમાં ઘસીને જીવડા પડયા હોય તેની ઉપર રૂ ઉપર મુકીને દબાવે એટલે જીવડા તરી આવે.

## પક્ષાઘાત

**૧ માલકાંકણાનું તેલ**—પીવામા આપવું, બનાવટ આગળ આવી ગઇ છે.

૨ **રાસ્નાદિકવાથ**—તે પીવાથી મટે છે. બનાવટ આગળ આવી ગઇ છે.

**૩ વિષગર્ભ તેલ**-ચોળવામાં આપવું. બનાવટ આગળ આવી ગઇ છે.

**૪ માષાદીવડાં**--અડદની દાળ રાત્રીએ પલાળી રાખવી પછી દાળનાં વડાંની માફક વાટી સરસીઆ તેલમા વડાં કરવાં ને ખવરાવવાં.

**૫ કાલોરસ**—બનાવટ આગળ આવી ગઇ છે. ખોરાકમાં મગ દુધ, વગેરે પૌષ્ટીક પદાર્થો આપવા.

## પથરી

**૧ જાંબુનો સીરકો**—જાંબુનો રસ કાઢી સીસામાં ભરી લેવો. દરરોજ ૨ તોલા પાવાથી મટે છે.

**૨ લાબડીનાં બીયાં**—લાંબડીનાં બીયાં ૮ થી ૧૦ પાણીમાં આપવાં.

**૩ કુંવારાદિ**—કુંવાર, હળદર, ફુલાવેલો નવસાર, સુરોખાર, પાષાણભેદનું લાકડું, તેનું ચુર્ણ કરી ગોળી ચણીબોર જેવડી વાળવી દરરોજ બે ગોળી આપવી.

## પ્રમેહ

**૧ ચંદ્રપ્રભા**—બનાવટ આવી ગઈ છે.

**૨ ગરમીની ગોળી**—બેરજાનું સત્વ રૂા. ૨ ભાર, નિરવીષ તો. ૦॥, રૂમીમસ્તકી રૂા. ૨ ભાર, માજુંફળ રૂ ૨ ભાર, સુખડનું તેલ રૂા. એક ભાર, કાથો તોલા ૨, ચણકબાબ તો. ૧, વાંસકપુર તોલો ૧; એલાયચી રૂા. ૦॥ભાર; સોનાગેરૂ રૂા.૧ ભાર, કોપેબાના તેલ રૂા. ૨ ભારમા ઘુંટી ચણીબોર જેવડી ગોળી વાળવી તાત્કાલીક પીડા સામક છે. પ્રમેહમા જુલાબ તરીકે મીંઢીઆવળ, ઘી, ગુલકંદ ને ખાંડ ચાર વસ્તુ ભેગી દરરોજ ૦॥ ભાર આપવું.

**૩ જાતિફલાદી ચુર્ણ**—જાયફળ, લવીંગ, એલચી, તમાલપત્ર, તજ, નાગકેશર, કપુર, સુખડ, કાળા તલ, વંશલોચન, તગર, આંબળાં, તાલીસપત્ર, લીંડીપીપર, હરડે, કલોંજીજીરૂ, ચીત્રો, વાવડીંગ સુંઠ, મરી એ ૨૦ ઓષધો સમાન ભાગે લઇ એ સર્વ ઓષધો જેટલી ભાંગ

સેઇ તેનું ચુર્ણ કરવું અને ચુર્ણ બરાબર સાકર નાંખવી. માત્રા તોલા ૦ા થી ૦ાા

**સૌરાષ્ટરસ**--રાતી ફટકડીને ફુલાવી તેના બરાબર પતાસું મેળવી આપવું. માત્ર વા. ૧.

**ઇસપગુલનું હિમ**--ઇસપગુલ, તકમરીઆં, જેઠીમધ, બળદાણા ગોખરૂ, એમાંથી ગમે તે એકનું હીમ કરીને પાવું.

**મૂત્રજુલાબ**--કલમી સુરો, પાષાણભેદનું લાકડું,એલચી, ચણ- કબાબ સમાન ભાગે ચુર્ણ કરી ૦ા ભાર ફકાવવું.

**પ્રમેહ અર્ક**-ગંધોબેરજો મલમનો શેર ૧, વાંસકપુર શેર ૦ા સુખડનો ભુકો શેર ૦ા ફટકડી રૂા.૧ભાર લોબાન રૂાર ભાર,બે હાંડલીઓ લેવી તેનાં મોઢાં ઘસી નાંખવાં. એક હાંલ્લીમાં ઉપરની દવા નાંખી બીજી તેના ઉપર ઉંધી વાળી તેના ઉપર લોઢાનો ભુકો, ગોળ, ચુનો અડદનો લોટ એ બધું મેળવી સાંધ પુરવી. માટી વાળું કપડું કરી સાંધ ઉપર લપેટવું. પછી તેના ઉપર ઉપરની ચીજો લપેટવી પછી તેના ઉપર મેટ લગાડવો ઉપરની હાંડલીમાં છેદ પાડવો વાસની નળી મુકવી. તે હાલ્લી તળે અગ્નિ સળગાવવો. અને તેમાંથી વરાળ નિકળે તે કાચના પ્યાલામાં લેવું તે રસનાં ટીપાં પતાસામાં બે આપવા.

**બંગ અથવા ત્રીબંગ**—બંગ અથવા ત્રીબંગ માત્રા રતી ૧ થી ૨

## પરસેવો.

૧ **કળથી**--કળથી બાળીને તેની રાખ ચોપડવી.

૨ મીઠું ભરવાથી ખવાઇ ગએલ માટલાં હોય તે માટલાને ખાંડી છાણુમાં મેળવી તેનો લેપ કરવો.

## પશ્ચાત વેણુ (સુવાવડ પછી આવતી વેણુ)

**દેવદારવાદી કવાથ**--ની બનાવટ આગળ આવી ગઈ છે. પીંપરના ચુર્ણ સાથે આપવો.

## પાકું

૧ **સરજરી**--રાળના મલમની બનાવટ આગળ આવી ગઇ છે. પટી મારવી.

૨ **દશાંગલેપ**--બનાવટ આવી ગઇ છે. પાણીમાં લેપ કરવો.

## પાંડુ

**સામુદ્રિક વિરેચન**--બનાવટો આવી ગએલ છે. દરદીને દુધ ઉપર રાખવો.

૨ **મંડુર ભસ્મ**--બનાવટો આવી ગઇ છે. દરદીને દુધ ઉપર રાખવો.

૩ **પુનરનવાદિ કવાથ**--સાટોડીના વેલાનાં મુળ,હરડે, લીંબડા ની છાલ, દારૂહળદર, કડુ, કડવાં પરવળ, ગળો, અને સુંઠ ગાયના મુત્ર સાથે પીવાથી પાંડુ તથા સર્વાંગ શોજા મટે. જુવાન સ્ત્રીને પાંડુ વરતાતો હોય તો રૂતુની અનિયમિતતા ટાળવા ઉપચાર કરવો.

૪ **અગ્નીતુંડી**--બનાવટ આવી ગઇ છે.

૫ **જવરાંકુશ**--બનાવટ આવી ગઇ છે.

## પાંપણમાં ફોડકી થવી

૧ **સૌરાષ્ટ**--સૌરાષ્ટના પાણીથી ધોવી.

**કાસીસ**--હીરાકસીના પાણીથી ધોવી.

૨ **યસદભસ્મ**--કાસાજનમાં ઘી મેળવી લગાડવું,કોરૂ પાણીમાં પણ ચોપડી શકાય છે.

## પિડીતાર્તવ

૧ **એલીઆદી ગુટીકા**—એળીઓ હીરાકસી, હીરાબોળ સમાન ભાગે લેઇ ગોળી ચણીબોર જેવડી કરવી. માત્રા. ગોળી ૧ થી ૨

**ક્રૂમીકુઠાર**— બનાવટ આવી ગઇ છે.

૨ **અગ્નીતુંડી**—બનાવટ આવી ગઇ છે.

## પિનસ—સળેખમ

૧ **સૌરાષ્ટવારી**--સૌરાષ્ટનુ પાણી કરી નાકમાં ટીપાં નાંખવાં.

૨ **બદામના તેલનાં ટીપા**--બદામના તેલનાં ટીપા નાંખવાં ઘી ગરમ કરી સુઘાડવું, મીઠાવાળું ખારૂ પાણી સુંઘાડવુ; ખાવામાં સુવર્ણ માક્ષિક, પ્રવાલ કે સિતોપલાદી આપવું.

## પ્રદર—ધોળુ.

૧ **ચંદ્રપ્રભા**—બનાવટ આવી ગઇ છે.

૨ **અગ્નિતુંડી**—બનાવટ આવી ગઇ છે.

૩ **શીતવીર્ય**--ધાપાણુ ને ગોમુત્રમા ઉકાળી એરંડીયા તેલમાં બોળી ભઠીમાં ફુંકી દેવો. માત્રા ०)= થી ०। તોલો ઘી સાકરમાં આપવું કાટાળા માયાં ઘીમાં શેકી દરરોજ ०)= ભાર ફ્કાવવાં. ભાંગ, માયાં ફ્ટકડી આંબળાના ચુર્ણની અરણીના રસમા ગોળી વાળવી. તે પહેરવા આપવી.

**પુષ્યાનુગ ચુર્ણ**-થી ફાયદો થાય છે. બનાવટ દેશી વૈદામાં જોઇ લેવી. દેશી વૈદું ભાગ્યોદય ઓફીસમા માત્ર ૧-૦-૦મા મળે છે.

**પ્રદરાદિલોહ**—કડાછાલ તોલા ૪૦૦; પાણી તો. ૧૦૨૪ માં ઉકાળી ચોથો ભાગ રહે પછી તેને ઘાટું થાય ત્યા સુધી ગળીને ચુલાપર ચડાવવું. મોચરસ, મજીઠ, કાળીપાટ, બીલાં, મોથ, ધાવડીનાં

ફુલ; અતિવિષ, અભરખ ભસ્મ; લોહભસ્મ દરેક તો. ૪ તેનું ચુર્ણ કરી તેમા મેળવવું. માત્ર તોલા ૦l થી ૦ll શ્વેત પ્રદર, રક્તપ્રદર ગર્ભાશયમાંથી પાણીનું વહેવું વીગેરે બંધ થાય છે. ગ્લીસરાઇનનાં પોતાં મુકવા.

**સુંદરીસાથી**—દવે ફાર્મસીની પેટંટ દવા સુંદરીસાથી બહુ સારો ફાયદો આપે છે.

## ફેફસાંનો વર્ગ

૧ **અળશીની પોટીસ**—અળસીને ખાંડીને ભુકો કરવો અને તેને પાણીમાં રાંધવી. તે લુગડાના એવડમા મુકી તે લુગડુ છાતી ઉપર મુકવું. મુકવા પહેલા ટરપેનટાઇન કે કપુરનું તેલ લગાડવું. ઉપર પોશના ડોડાનો શેક કરવો. શુળ નિકળતું હોય તો સાબર સિંગાદીલેપ ચોપડવો.

૨ **રાઇની પોટીશ**—રાઇ લસોટીને કપડાના એવડમા ઉપર મુજબ લગાડવી.

૩ **જાતીફલાદી ચુર્ણ**—બનાવટ આવી ગઇ છે.

### બરલ

૧ **કુમારી રસ**—કુંવારના રસની સાથે હળદર ૦)= ભાર તથા નવસાર ૦)= ભાર નાંખીને આપવો. વ્યંતાક ખાવામા વાપરવાં.

**જાંબુનો સીરકો**—જાંબુનો સિરકો નવસાર સાથે આપવો.

### બદ

૧ **બદનો મલમ**—ગંધો એરજો, કબુતરની હગાર, હીરાબોળ, સિંધવ, આંબાહળદર, મેદાલકડી, શેષ ગુંદર, એલીઓ, ગુગળ, ઇસસ સિંદુર; રાળ એનો પાવડર કરી પાણીમાં કાલવી પટી બનાવવી. ડુંગળીની પોટીસ મારવી. નવસારના પોતાં મુકવાં.

૨ ઘોડાઆસનના પાન વાટી ચોપડવાં.

૩ કડવી ગીસોડીના પાનને મીઠું ગરમ કરી ચોપડવું.

## હાથ પગના તળીયામાં દાહ

૧ **મીઠાનું પાણી**—બનાવટ આવી ગઇ છે.

૨ **જાતીફલાદી**—બનાવટ આવી ગઇ છે.

૩ **સ્વાદિષ્ટ વિરેચન**—બનાવટ આવી ગઇ છે.

૪ **મંજીષ્ટાદિલેપ**—બનાવટ આવી ગઇ છે.

૫ **દશાંગલેપ**-બનાવટ આવી ગઇ છે.

## મુત્રાતિસાર

૧ **આકરકરભાદી** ગુટીકા.

૨ **જાતીફલાદી**--ખજુર અને કાળા તલના વડા ખવરાવવા.

## બધીરતા-બહેરાપણું

૧ **પ્રવાલ ભસ્મ**—પરવાળાંને ગોમુત્રમાં શોધીએ એટલે ઉકાળી પછી ડોડીનાં ખાંદડાં ખુબ લસોટી તેમાં પરવાળાંની ડાંખળી મેળવી લાડવા વાળવા. માટીવાળાં કપડાં કરી લાડવા ઉપર વીંટી દેવાં, સુકાઈ જાય ત્યારે ગજપુટ અગ્નીમાં ફુંકી દેવાં તે પરવાળાંની ભસ્મ છે. શુદ્ધ કરેલા કાચા પરવાળાંને ખાંડણીમાં ખાંડી ગુલાબજળમાં ઘુંટી પ્રવાળ પિષ્ટ પણ વાપરી શકાયછે. ગ્લીનસરાઇનનાં ટીપાં નાંખવાં અને ટંકણ અથવા સમુદ્રફીણ ભભરાવવું.

૨ **સપ્તામૃતલોહ**—બનાવટ આવી ગઇ છે.

૩ **અગ્નિતુંડી**—બનાવટ આવી ગઇ છે.

૪ **તુલસી, ડમરો ડુંગળીનો રસ**—બનાવટ આવી ગઇછે.

## ભગંદર

૧ કાસીસાદી તૈલ--તેની વાટો કરી ભગંદરમાં મુકવી.

૨ અફીણુનો મલમ અફીણુના મલમમાં માણસના હાડકાનો ભુકો મેળવી તેની વાટ કરી અંદર મુકવી.

૩ બકરીની હડીનું તેલ અથવા માંસ આ તેલની વાટ બહુ ફાયદો કરે છે.

૩ મંજીષ્ઠાદીચુર્ણ--બનાવટ આવી ગઇ છે.

૫ દેવ કુસુમાદિ ગોળી -બનાવટ આવી ગઇ છે.

ખાટ ખડુંબરાની ગાઠ ઘસીને રૂના ઉપર લુગદી મુકીને પછી દબાવી દેવુ. જીવડા ચોટી આવશે તે રૂને નાખી દેવું.

(૫) અને ૬ નંબરની દવા ગરમી અથવા પરમીઓ થયેલ હોય તેને આપવી.

૬ ત્રિફળાદી ગુગળ—ત્રીફળાના ચુર્ણમાં સમાન ભાગે ગુગળ લઈ ગરમ કરી મેળવી તેના ગોળીઓ વાળી દેવી.

૭ પીપલપત્ર લુગદી—પીપળનાં કુણાં પાનની લુગદી કરી ભગંદર ઉપર લગાડવી.

## મદાત્યય ( અતીસે દારૂ પીનારને થતો રોગ )

જાતીફલાદી--બનાવટ આવી ગઇ છે.

આકરકંભાદી--બનાવટ આવી ગઇ છે.

૩ દ્રાક્ષાસવ--બનાવટ આવી ગઇ છે.

## મંદાગ્નિ

૧ હીંગાષ્ટક--બનાવટ આવી ગઈ છે.

૨ અગ્નીતુંડીવટી—બનાવટ આવી ગઇ છે.

૩ દ્રાક્ષવટી—બનાવટ આવી ગઇ છે.

## પ્લેગ-ગાંઠીઓ તાવ

૧ લીંબડો—લીંબડો ખુબ વાટી ખદખદાવી ગાંઠ ઉપર બાંધવો શેક કરવો.અને લીંબડાના પાંદનો રસ તોલા ૨ દર ત્રણ કલાકે પાવો.

૨ ગધેડાનાં લીંડાને મીઠું ખદખદાવી લગાડીને શેક કરવો.

અમૃત ગુટીકા બનાવટ આવી ગઇ છે.

૪ જ્વરાંકુશ નં ૧—બનાવટ આવી ગઇ છે.

## મરડો

એરંડીયું તેલ—સુંઠના ઉકાળામાં આપવું.

૨ સુરજરીરસ-રાળ ૦)=ભાર ખાંડ તથા દહીં સાથે ચટાડવી.

૩ ઇંદ્રજવ ચુર્ણ - ઇંદ્રજવ શેકીને સાકર સાથે ફાકવા.

૪ કડાછાલ—હીંગ, અફીણ, કડાછાલ, બીલીનો ગરભ, ખસખસ, સાકર, મોચરસ, હીંમજ, ( એરંડીઆ તેલમાં તળેલી) સમાન ભાગે લેઇ તેનું ચુર્ણ આપવું. ગોળી મગ જેવડી કરવી. માત્રા ગોળી ૨ થી ૩

૫ ગાંજાદિ ચુર્ણ— ગાંજો ૧ ભાગ,અફીણ ૦।। ભાગ,બદામની મીજ ૧ ભાગ ગાળામાં ગોળી મગ જેવડી કરી બાળકને અડધી ને મોટાને એક આપવી.

## મુતરણી

૧ વીષમુષ્ટી ભસ્મ—ઝેરકોચલાં બાળી રાખ કરી નાંખવી વાલ ૧ મધમા સવારસાંજ ચટાડવી.

૨ આકરકરભાદિ—બનાવટ આવી ગઈ છે વૃદ્ધો માટે.

## મુત્રકૃચ્છ

પ્રમેહના વિષયમાં ચર્ચા થઇ ગઇ છે.

૧ કેશુડાં અથવા પાણીની લીલ પેડુ ઉપર બાંધવાથી મટે.

## વૃષણનો વરમ

૧ **નવસાર**—નવસારના પોતાં ભીનાં સુકાં મુકવાં.

૨ **મેથી**—ગુજર, રેવંચીનો સીરો, શીકાતેરીઓ એળીઓ પાણીમાં લસોટી ચોપડે તો મટે.

૩ ગડાખુ તમાકુ અને સંચળ ચોપડે તો મટે.

## મુર્છા

૧ **નસ્ય**—નસ્ય સુંઘાડવો. શ્વાસકુઠાર સુંઘાડવો, નવસાર ને ચુનો સુંઘાડવો.

## મેદવૃદ્ધિ

૧ **વીડીંગ તંદુલ પ્રયોગ**--વાવડીંગ, જેઠીમધ, સમાન ભાગે લેઇ ૦। ભાર ફકાવવુ, ખાવામા મગનું પાણી આંબળા નાંખીને આપવું ને ભાત સાથે આપવો.

૨ મધ ૧ ભાગ ને ગરમ પાણી ૫ ભાગ પાવું.

## મુખપાક

૧ **સુહાગો**—બનાવટ આવી ગઇ છે સુહાગોને મધ મેળવાને લગાડવું.

૨ **સૌરાષ્ઠ**-સૌરાષ્ટના કોગળા કરવા.

૩ **ગ્લીસરાઇન**--મોઢામાં ચોપડવું.

**સીલ્વર નાઇટ્રેટ**--બનાવટ આવી ગઇ છે.

૫ **ચણોઠીના પાન**--બનાવટ આવી ગઇ છે.

૬ **સ્વાદિષ્ટવીરેચન**--બનાવટ આવી ગઇ છે.

૭ **અગ્નીતુંડી**--બનાવટ આવી ગઇ છે.

## મોળ [ મોંમાંથી લાળ ઝરવી ]

૨ હીંગાષ્ટક—બનાવટ આવી ગઈ છે.

કૃમીકુઠાર—બનાવટ આવી ગઇ છે. કૃમી હોય તો કૃમી-કુઠાર આપવું.

## રગતપીત

વિડંગ તંદુલનો પ્રયોગ—બનાવટ આવી ગઇ છે.

૨ હરતાલ-હરતાલની ભસ્મ રતી ૦। મધ કે ઘી સાથે આપવી. અંધારા ઓરડામાં રાખવો. ખાવામાં ચણા આપવા.

૩ આંબલીનીરાખ—રાખ ચોપડવી.

## રતાંધળાપણું

ગાયના છાણનું ટીપું—બનાવટ આવી ગઈ છે.

ચંદ્રોદયાવૃતી—બનાવટ આવી ગઇ છે.

સપ્તામૃતલોહ—બનાવટ આવી ગઈ છે.

## રાંજણ

૧ રાઈની પટી—બનાવટ આવી ગઇ છે.

૨ રાસ્નાદિકવ.થ—બનાવટ આવી ગઇ છે.

૩ ત્રીફળા ગુગળ—બનાવટ આવી ગઇ છે.

૪ સરગવાની છાલ વાટી ચોપડવી અને શેક કરવો. બનાવટ આવી ગઇ છે.

## લુખસ

૧ ધમાસાસ્નાન—બનાવટ આવી ગઇ છે.

૨ મંજીષ્ઠાદિચુર્ણ—બનાવટ આવી ગઇ છે.

૩ ગંધક રસાયન—બનાવટ આવી ગઇ છે.

## રકતપિત્ત ઉર્ધ્વ અને અધો

૧ ધોળીધ્રોને સાકર--પાણી સાથે પાવી

જેઠીમધ આંબલાને લોહ—ચુર્ણ કરી આપવું.

૩ જીવન--બનાવટ આવી ગઇ છે.

હીરાબોળ- વાલ ૧ થી ૨ આપવું. ખોરાકમાં દુધ આપવું અધો હોય તો સ્વાદિષ્ટ વિરેચન આપવું. નારંગી ખાવા આપવી.

## વધરાવળ

૧ એરંડીયાનો જુલાબ—બનાવટ આવી ગઇ છે,

૨ સ્વાદિષ્ટ વિરેચન—બનાવટ આવી ગઈ છે.

૩ મદનાદિ વમન—બનાવટ આવી ગઇ છે.

૪ જવરામૃત--તાવ હોય તો બનાવટ આવી ગઇ છે.

૫ વજ્રઆ ચુર્ણ-બનાવટ આવી ગઇ છે.

૬ વિષગર્ભ તેલ -બનાવટ આવી ગઇ છે.

૭ પારદાદિમલમ—બનાવટ આવી ગઇ છે.

બરફ લગાડવો,નવસારના પોતા મુકવાં,કોલન વોટરનાં પોતા મુકવાં. પીડા થતી હોયતો લંગોટ મારવો ધંતુરાના પાન વાટીને ચોપડવાં.

## જાનવો

૧ ચંદ્રપ્રભા-બનાવટ આવી ગઇ છે.

૨ મંજીસ્ટાદિ ચુર્ણ—બનાવટ આવી ગઇ છે.

૩ વિષગર્ભ તેલ—બનાવટ આવી ગઈ છે.

ધંતુરાનાં પાન બાધવાં, સરગવાની છાલ વાટીને બાંધવી.
આંબળાં દુધમાં વાટીને ચોપડવા.

ગુગળ સરગવાની છાલ સાથે ચોપડવો.

કુબાનો રસ ૪ પૈસાભાર ને સાકર ૨ પૈસાભાર પ્રભાતે પીએ.

જારની બુરી પાણીમાં બાધીને લગાડવી.

## ધનુરવા ઉર્ફે થરથરીઓ સંધિવા

૧ સોમેશ્વરરસ–સોમલ સંખીઓ ટાંક ૧, માયાં ટાંક ૨ાા અફીણ ટાંક ૫ ચણીયું કપુર ટાંક ૨ાા. એ સર્વે વાટી નાગરવેલના પાનમાં મગ પ્રમાણે ગોળી કરવી તે ગોળી ટાઢા દુધમાં ગળવી, નિમક ખાવું નહીં. સંધીગત વાયુ હાડનું કળતર મટે છે બંધ જ પણ બહુ સારી છે.

## અકડવા કેડ ઝલાઇ રહે

નં. ૨—સોમલ દાડમીઓ ટાંક ૫, ગાયનું દુધ ૧૫ શેરમાં રાંધવો (દોલાયંત્રથી) દુધ શેર ૫ રહે એટલે ઉતારી લેવો પછી કાથો ટાંક ૧૦ નાંખી ગોળી મગ જેવડી કરવી. ગોળી ૧ આપવી. સંધીગત હાડવાયુ વિસ્ફોટકથી સાંધા રહીં ગયા હોય તે મટે, રોગીએ પથ્ય પાળવી પથ્ય ન પાળે તો હાથે પગે સોજા આવે.

## વાઇ અપસ્માર

૧ **કૃમીકુઠાર**—બાળકોને વાઇ હોય તો વાપરવી.

૨ **બાલકાકણાદિ તેલ**--બનાવટ આવી ગઇ છે.

૩ **નસ્ય ચુર્ણ**--બનાવટ આવી ગઇ છે.

૪ **હનુમાનવટી**--વાંદરાની હગાર બાળીને રાખ કરવી ને મધમાં ચણીબોર જેવડી ગોળીઓ કરવી માત્ર ૧ થી ૨ ગોળી.

૫ **અશ્વસ્થમુળ**—પીપળાની વડવાઇ, જાવત્રી ને સોનાના વરખની ગોળી કરવી.

૬ **પોટાસ બ્રોમાઈડ**—પોટાસ બ્રોમાઇડ વાલ ૧ આપવું. મૃગી વાયુ, તાણ, ખાંસી ચકરીને નીદ્રા માટે સારૂ છે.

## રક્તપ્રદર ( વાંધુ )

૧ **આવળઆદી ગુટીકા**—આવળના પાંદડાને લાવી વાટી મોટા બોર જેવડી ગોળી કરવી યોનીમાં રાખવી.

૨ **મિષ્ટનિંબસરવાન**—મીઠા લીંબડાનાં પાન દસ બારને વાટીને શાકરનું સરબત કરીને પીઇ જાય બે વખત

૩ **મુષક વિષ્ટા**—ઉંદરની લીંડીઓ સાત વાટી કપડે ચાળી અડધાભાર સાકર સાથે ફકાવી ઉપર ૦। શેર દુધ પાવુ.

૪ હીરાબોળ અફીણ હીંગજો ત્રણે સમાન ભાગ લેઇ અડધા વાલની ગોળી કરવી. માત્ર ગોળી ૧

## વાળો

૧ લીંબડાના પાનને વાટીને બાધવા રાળનો મલમ લગાડયા કરવો.

૨ અફીણ લગાડવું.

## વિર્યસ્ત્રાવ

૧ **વિષમુષ્ટી ચુર્ણ**—ઝેરકોચલાને બાળીને રાખ કરવી. તેની રાખને ચાળીને ભુકો ૦॥ વાલ સુધી આપવો.

જ્વરઘ્ન **ભૈરવ રસ**—બનાવટ આવી ગઇ છે.

**સ્વાદિષ્ટવિરેચન**—બનાવટ આવી ગયેલ છે.

**સપ્તામૃતલોહ**—બનાવટ આવી ગએલ છે.

૬ **એખરાદિ ગોળી**—એખરો તો ૧ લજવંતીનાં બી તો ૧ ઇસબગુલનીભુશી તોલો ૧, વાંસકપુર તોલો ૧, રૂમીમસ્તકી તોલો ૧,

સુંઠ તોલો ૧ તમામ મેળવી ચણીબોર જેવડી ગોળી કરવી. અથવા સાકર સાથે ૦। ભાર ફાકવી.

૭ **સ્તંભન** ગુટીકા—હીંગળો તોલો ૧ કબુતરની હગાર તોલા ૨, કેશર તોલો ૧, જાયફળ તોલો ૧, લવીંગ તોલો ૧, ખુરાસાની અજમો તોલા ૨; અકલગરો તોલા ૨; અફીણ તો. ૦॥ આ સર્વે ચીજો કપડછાણ કરી ચણીબોરના જેવડી ગોળી કરવી. માત્રા ગોળી ૨

૮ **શક્તિવર્ધક ગોળી**—લવીંગ તોલો ૧, બાલછડ તોલો ૧, નાગરમોથ તોલો ૧, પીપર તોલો ૧, પીપરીમુળ તોલો ૧, પાનનીજડ તોલો ૧, જાયફળ તોલો ૧, જાવંત્રી તોલો ૧, રૂમીમસ્તકી તોલો ૧, અકલકરો તોલો ૧, ઉદેબલીશાન તોલો ૧, તજ તોલો ૧, એલચી તોલો ૧, મીઠું કરીઆતુ તોલો ૧, મોરંજનનાં બી તોલો ૧, ધોળાં મરી તોલો ૧ સમાન ભાગે, કેશર ૦। ભાર, જુમેદસ્ત તોલો ૦॥, ઉપર મુજબ સર્વે ખાંડી વસ્ત્રગાળ કરી મધમાં અને પાનના રસમા ચણીબોર જેવડી ગોળી કરવી. એ ગોળી ગળી જવી ઉપર ૦॥ શેર દુધ પાવું.

## શીતપીત્ત (શીળસસીલી સુંઠ)

### ૧ સ્વાદિષ્ટવીરેચન

૨ સરપંખા—સરપંખાના મુળનું દાતણ સાત દીવસ કરવાથી સીળસ ગમે તેવું મટે છે.

સુદર્શન સોડા સાથે—બનાવટ આવી ગઇ છે.

૪ સરજીકાદિક્ષાર—બનાવટ આવી ગઇ છે.

૫ શંખવટા—બનાવટ આવી ગઇછે. પેટનાંસૂળ ઉપરઆપવી.

## સંગ્રહણી

**આનંદભૈરવ રસ**—બનાવટ આવી ગઇ છે.

**૨ સંજીવની ગુટીકા**--બનાવટ આવી ગઇ છે

**હીંગાસ્ટક**—બનાવટ આવી ગઇ છે.

**પંચામૃત પર્પટી**-શુદ્ધ ગંધકને પારો બંન્ને ચાર ચાર તોલા લઇ લોહભસ્મ તોલા ૨,અબરખ ભસ્મ તોલો ૧, તામ્રભસ્મ તો ૦।. એને બરાબર મેળવી લોઢાની કડાઇમાં રસ કરી તેને છાણના ઉપર-કેળનું પાન પાથરી તેને ઢાળી દેવો અને માથે કેળનું પાન મુકી ઉપર છાણાનો ગોરો નાખવો. માત્રા રતી ૧ થી વાલ ૧.

**૫ શંખવટી**--બનાવટ આવી ગઇ છે.

## વરાધ

**વરાધ ચુર્ણ**—ખરસાણીના સુકા ડીંડલા, ખાખરાના પાનનાં ડીંટા. વીસનગરી હળદર, એલચી આખા, શેકી નાખવા,સંચળને પણ નાંખવો. એ બધાને એક વાસણમાં ભરવાં ને શેકીને રાખ કરવી તે એક વાલ મધમા ચટાડવી.

**૨ તુત્થભસ્મ**—મોરથુથુને તાવડી પર ફુલાવી કફ છાતીમાં બહુ ગડગડતો હોય તો તે વખતે ૦॥ ચોખાભાર ગરમ પાણીમાં આપવું. ઉલટી થશે કફ નીકળી જશે; દરદીને નબળાઇ નહી જણાય.

૩ **દાડમ**—દાડમની કળીનો રસ પાવો.

૪ **બાલચાતુરભદ્ર**—બનાવટ આવી ગઈ છે.

## સ્વર ભંગ

**ગેરૂલેપ**--સોનાગેરૂ, કાસાજન, મેટ, કેળાની અંદર ઘુંટી લેપ કરવો ઉપર વરાળીઓ શેક કરવો ગરમી હોય તો સુખ જુલાબ તથા ચંદ્રપ્રભા આપવી.

૨ **આમળાદી**-આમળાં જેઠીમધ, ચણકબાલા, કાથો ને સાકર **તેની** ગોળી બનાવી મોઢામાં રાખી રસ ઉતારવો. ખોરાકમાં દુધ આપવું.

## સોફ (સોજા)

૧ **પુનરનવાદી ક્વાથ**—બનાવટ આવી ગઇ છે, દુધ ઉપર ફ્રદીને રાખવો.

૨ **સરપંખાનાં મુળનું ચુર્ણ** તોલો ૦I આપવું.

૩ **આરોગ્યવર્ધની**--નંબર ૧, વછનાગ ૧ ભાગ, હીંગલોક ૧ ભાગ, ધંતુરાના બીજ ૧ ભાગ, ત્રણેને ઝીણાંખાંડા કપડછાણ કરી ધતુરાના પાદડાના રસમાં ધુટી ગોળી મગ જેવડી કરવી. સવાર સાંજ એક ગોળી આપવી.

નંબર ૨-શુદ્ધપારો ૧ ભાગ,ગંધક ૧ ભાગ, વછનાગ ૧ ભાગ, ત્રાંબા ભસ્મ ૪ ભાગ, પીપરનું ચુર્ણ તોલો ૧, મંડુર તોલો ૧; પારાગંધકની કજલી કરવી બધી દવાઓ નાંખવી શાહજીરૂ અંદર નાંખવું સારી પેઠે ધુટીને ચણા જેવડી ગોળી કરવી, ૧ ગોળી સવારે ને એક સાજે આપવી. છાસ પાઇને રાખવો.

૪ **ચંદ્રપ્રભા**--બનાવટ આવી ગઇ છે, મુત્રપિંડમાં સોજો થયો હોય તો આપવી.

## સ્તનનો સોજો.

૧ નવસારનાં પોતાં મુકવા.

૨ ધંતુરાના પાનની લુગદી મુકવી.

## અર્શ-હરસ

૧ **માયાદી મલમ**—માયાં અને ધોએલું ઘી લગાડવું.

૨ **સ્વાદિષ્ટ વિરેચન**—ની બનાવટ આવી ગઇ છે.

૩ **ક્ષારલેપ**—પાપડીઓ ખારો, દેશી ચુનો, નવસાર, પાણીમાં વાટી બહાર ચોપડવાથી મસા ખરી પડે છે. મસા ખર્યા પછી માખણ બાંધવું.

૪ **મુળાદીરસ**--મુળાના પાંદડાનો રસ કાઢી તેમાં સાકર રૂા. ૧ ભાર નાંખી પાંચ દીવસ પીવાથી લોહી બંધ થાય છે.

૫ **નિમ્બફળવટી**—લીંબોળીના ઠળીઆ મીંઢીઆવળ ને ખાંડ આંબળાં બધાની સમાનભાગે બોર જેવડી ગોળી કરવી, રોજ ૭ ગોળી પાણી સાથે ગાળવી લોહી પડતું બંધ થાય.

૬ **અર્ક દુગ્ધલોશન**—સીંદુર અને આકડાનું દુધ બંને ભેગાં મેળવી ગુદાના બહારના મસા ઉપર દાતણથી ચોપડવું પછી આંખણુને ઘઉના લોટની પોટીસ મારવી એટલે ખરી પડશે.

૭ **વિષમુષ્ટી લેપ**- ઝેરકોચલું ઘસી મસા ઉપર ચોપડવું.

૮ **લેપ**—સોમલ ૪ વાલ, એળીઓ ૪ વાલ, એના પડીકાં ૧૪ દીન સાતમાં બનાવી ધુણી મસા ઉપર દેવી દરદીએ મોળું ખાવું.

૯ ગળજીભીનો રસ ટાક ૫, જીરૂટાક ૧।, સુરો ટાક ૦।। ની પડીકી દીવસ ૨૧ પ્રભાતે પીએ.

૧૦ કીડામારીનો રસ ટાક ૫, ગાયનુ માખણ ટાંક. ૫ ભેગાં હલાવી દીવસ ૭ પ્રભાતે પીએ.

૧૧ ઇંદ્રજવ ટાક ૧૦,નાગકેશર ટાંક ૨।।, હરડે ટાંક ૨।। સાકર ટાંક ૧૦ એ સર્વે ઝીણું વાટી ટાક ૨।। દરરોજ છાસમા પ્રભાતે પીવું.

૧૨ રસવંતી ઘશીને કુંડલીએ ચોપડવા.

**હરતાલનો મલમ**—કાથો ૨ ભાગ, વરખી હરતાલ ૧ ભાગ ધોએલું ઘી રુ ૬ ભાર મલમ બનાવી તે ચોપડવો.

## હીક્કા

દવાઓ–૧ હળદરને કળાથી ચલમમાં નાંખી પીવાથી મટે છે.
૨ મોરનું પીંછુ બાળીને સુંઘવું.
૩ મ:નાદિવમન—બનાવટ આવી ગઇ છે.
૪ નસ્યચુર્ણ—બનાવટ આવી ગઇ છે.
૫ લસણની કળી ઝીણી છણીને મધમાં ખાય તો મટે.
૬ સુંઠને ગોળ પાણીમાં ઘસી નસ્ય લેવી.
૭ કાસના મુળને ઘી ચોપડી તેનો ધુમાડો લેવો.
૮ માખીની વિષ્ટા મધમાં ચાટે.
૯ આખની પાંપણુ ઝાલી રાખવાથી મટે.
૧૦ સુઠ, પીંપર, એડાંછાલ, સાકર મધમાં ચાટે દીવસ ૩

૧૧ વછનાગ ટાંક ૧, મરી ટાંક ૩, મીઠુ ટાક ૧૦, આદુના રસમાં ચણીબોર જેવડી ગોળી કરવી.

## હૃદયરોગ

૧ દ્રાક્ષાસવ આપવો.
૨ રાઇ તથા અળસીની પોટીસ લગાડવી.
૩ આકર કરભાદીચુર્ણ—બનાવટ આવી ગઇ છે.



# પ્રકરણ ૪ થું

## ખાસ દરેક રોગપર એકજ સિદ્ધ ઔષધ

**ટાઢીઓ તાવ—સીતારી** જ્વરાંકુશ-તામ્રભસ્મ, આમલસારો ગંધક, પાટીઓ ટંકણખાર, ફુલાવેલ મોરથુથુ, ખાપરીઓ, શુદ્ધ પારો, શુદ્ધ હરતાલ એ સર્વે સમાનભાગ લઇ ખરલમા વાટી એક રસ થાય ત્યારે ચણોઠી પ્રમાણે પાણીમાં ગોળી કરી એક ગોળી સાકર સાથે આપવાથી ગમે તેવો ટાઢીઓ તાવ આવતો હોય તે જાયછે. ગોળી આપ્યા પછી ત્રણ કલાક સુધી પાણી પાવું નહીં.

**દાડમસારની ગોળી**—જાયફળ, જાવંત્રી, અફીણ, કેસર એલચી, હીંગળો, મોચરસ, અતિવિષ, ધાવડીનાં ફુલ, બીલીનો ગર્ભ, સુંઠ, કડાછાલ, આ સર્વે ઔષધ સમાન ભાગે લઇ વાટી વસ્ત્રગાળ કરી ખાટા દાડમમાં ડગળી દઇ ભરવું પછી ઉપર કપડમટી કરી એક દિવસ છાયે સુકવી દસેક છાણાના અગ્નિમા મુકી પકાવવું ત્યાર બાદ ઉપરથી મટોડીવાળું કપડુ કાઢી દાડમને ખરલમાં નાંખી વાટીને ગોળી ચણિબોર જેવડી કરવી તે ગોળીમાથી સવારે એક, અને સાંજે એક પાણીમા આપવી. ખાવામા દહીં, ભાત, સિંધવ, જીરૂ. આ ગોળીથી ગમે તેવા **અતિસારના** ઝાડા હોય તેને આરામ આવે છે.

**સંગ્રહણી કપાટ**—જાયફળ, જાવંત્રી, લવીંગ, કેશર, સુંઠ, ધાવડીના ફુલ, મોચરસ; કપુર શોધેલ,હીંગળો,ગોરોચન, બધાં સમાન ભાગ લેવા ને તમામ ચુર્ણથી અર્ધા ભાગે અફીણ લેવું, પછી સર્વેને વસ્ત્ર ગાળ કરી મધમા ચણોઠી પ્રમાણે ગોળી વાળી નીચેના અનુપાન પ્રમાણે આપવી.

**વાત ગ્રહણીમાં**—સુંઠના, ભાગના, મેથીના, સુવાના; કે ઇંદ્રજવ આ પાચ ઔષધમાંથી અનુકુળતા પ્રમાણે જે યોગ્ય લાગે તે ઔષધનો ઉકાળો કરી તે પાણી સાથે ઉપરની ગોળી એક સવારે ને એક સાંજે દરદીનું બળાબળ તથા વય જોઇને આપવી.

**પિત્તસંગ્રહણીમા**—ચોખાના ધોવણ સાથે; ગાયના દહીં સાથે દાડમના છોડના ચુર્ણ સાથે; બીલીના ગર્ભ સાથે; હીરવણીના પાનના રસ સાથે, મોચરસ સાથે કે આંબાની ગોટલી સાથે આ ઔષધમાંથી ગમે તે બે આનીભાર લઇ તે સાથે ગોળી સવારે તથા સાંજે એકેક આપવી.

ખોરાકમાં ભાત રાંધેથી વધારેલો માંહે સાકર નાંખી આપવો. દહીં, છાશ, સિંધાલુણ અને જીરૂં અપાય છે. બીજા ખોરાક કોઇ જાતનો નહીં આપવો.

**અર્શનો ઉપાય**—કીડામારી નામની વનસ્પતિ થાય છે તેનો રસ રૂ. રા ભાર કાઢી ગાયનું માખણ રૂ. રાા ભાર મેળવી. તે રસ દરરોજ સવારમાં પાચ છ વાગતા પી જવું. આ રીતે સાત દિવસ કરવાથી આરામ આવી જાય છે. ને મસા ઉપર ઝેર કોચલું અને ચણોઠી ઘસીને ચોપડવું.

**કૃમી**-ઉદરરોગના **માટે ઉપાય**--વાવડીંગ, ઇંદ્રજવ, કંપીલો, પીત્તપાપડો ખાખરાનો, કીરમાણી અજમોદ એ સર્વેને ઝીણા વાટી કપડછાણ કરી દીવસ સાત રાત્રીએ દરરોજ બે આની ભારથી પાવલી ભાર સુધી છાશમાં નાખી પાઇ દેવાથી કૃમીની પીડા શાંત થાય છે.

**સોજાનો ઉપાય**--સાટોડી, સુંઠ, લીંબડાની છાલ, પટોળ, કડુ ગળો, દારૂહળદર, હરડે આ સર્વે અઢી અઢી ભાર લઇ ખાંડી સાત

પડીકાં કરવાં અને દરરોજ ૧ પડીકામાં પાણી શેર એક મૂકી ઉકાળો કરવો. પાણી નવટાંક રહે ત્યારે ઉતારી મધ રૂા. ૦। ભાર નાંખી પાઈ દેવું, ખોરાકમાં બાજરીનો રોટલો ને મગની દાળ આપવી. ખટાસ બંધ કરવી.

**સોજાને ચોપડવાની દવા**—ધતુરાના પાનનો રસ; એરંડાના પાનનો રસ; સરસીયું તેલ ભેગાં કરી મર્દન કરવું.

**મૂત્રરોધનો ઉપાય**—લાંબડી ચોખાના ખેતરમાં થાય છે તેનાં ઉપલા માંજર ધોળા ને ટોચે ગુલાબી હોય છે. તે લાવી તેમાંથી બી કાળાં ચપટાં નીકળે છે. ચકચકતાં તેને પાવલીભાર વાટી સાકર પાવલીભાર સાથે ફકાવી ઉપર પાણી પાવાથી પેશાબ અર્ધા કલાકમાં છુટે છે.

**પ્રમેહનો** ઉપાય—ગળોસત્વ રૂ ૧। ભાર, ખેરસાર સવા ભાર, સાકર અઢીભાર મેળવી તેમાથી દરરોજ સવારે રુ ૦॥ ભાર ફાકી દુધ પાશેર ગાયનું પાવું તેથી વીસ પ્રકારના પ્રમેહ મટે છે.

**આમળાનું ઘૃત તથા ખેર ઘૃતઃ**—બન્ને ઘીમાથી સવારે આંબળાનું રૂા. એક ભાર તથા સાંજે ખેરનું રૂા. એક ભાર દરદીને ખવરાવવું ને શરીરે મર્દન કરાવવુ તો વાત રક્ત ગજચર્મને જરૂર આરામ થાય છે. સ્નાન કરતી વખતે આંબળા ચોળીને સ્નાન કરવું.

**અજીર્ણ માટેઃ**—શેકેલું જીરૂં તથા મરી, સમાન ભાગે લઇ ગોળમાં ચણીબોર જેવ ગોળી કરી દરરોજ પાચ સાત ખાવી.

**શીળસનો ઉપાયઃ**—મીઠી આવળ હીમજ બન્ને સરખાંને સિંધવ બન્નેથી અર્ધા ભાગે લઇ ચૂર્ણ કરી તેની ફાકી દરરોજ ૦॥ ભાર સાંજે સુતી વખતે ફાકવાથી ત્રણ દિવસમા આરામ આવેછે.

ગુલ્મનો ઉપાયઃ—અજમો શેર એક, ઝેર કોચલું શેર એક; ગાયના મુત્રમા ત્રણ દિવસ પલાળી પછી કાઢીને ખુબ ઝીણું વાટવું ત્યાર બાદ તેમા નિચે પ્રમાણે ઓષધ મેળવવાં તેની વિગત—સુંઠ રૂા. ૫ ભાર; સિંધવ શેર ૦ા,ખારો શેર ૦ા, રૂા ખાર શેર ૦ા સંચળ શેર ૦ા, હીમેજ શેર ૦ાા,હીંગ રૂા. ૧ ભાર, સર્વે ઝીણાં વાટી ચૂર્ણ બનાવવું પછી તેમાંથી દરદીને દરરોજ સવારમાં અર્ધા ભાર તથા સાંજે અર્ધા રૂપીઆભાર ગરમ પાણી સાથે આપવુ. દિવસ અઠાવીસ ખવરાવવાથી ગુલ્મની ગાંઠ, બરોળની ગાઠ—બંધકુષ્ટ-ઉલટી—આફરો તથા ઉદરના તમામ રોગને આરામ આવે છે. ચણા-મગ-અડદ. વગેરે સર્વ કઠોળ બધ કરવાં—બાજરી—તાંદળજાની ભાજી—ગોળ—ખવરાવવો.

## પાંડુ-કમળો-હારિદ્રક-પિતકમળીનો ઉપાય

૧ ગધેડાનું લીંડુ રૂા. રાા ભાર,જીરૂં રૂા. ૧ાા ભાર, ઝીણું વાટી આઠ આના ભાર સવારમાં ઠંડા પાણી સાથે પાવાથી આરામ થાય છે.

૨ સુરોખાર રૂા. ૧ ભાર, કમાવેલ કળી ચુનો ૧ ભાર, સાકર રૂા. ૧ ભાર ત્રણેને મેળવી ગોળીઓ પાણીમાં ચણીબોર જેવડી કરવી દરરોજ આઠ ગોળી સવારમાં ગળાવી દેવાથી સાત દિવસમાં આરામ આવી જાય છે.

૩ સોનાગેરૂ-હળદર—આંબળાં ત્રણે સમાન ભાગ વાટી કપડછાણુ કરી પછી આંખમાં આંજવાથી કમળો મટે છે.

૪ મંડુર ભસ્મ—રૂા. ૫ ભાર, હરડે, રૂા.રાા ભાર, અજમોદ રૂા. રાા ભાર સર્વે ઝીણાં વાટી તેમાંથી મધ સાથે રૂા. ૦ા ભાર આપવાથી પાંડુ રોગમાં આરામ થાય છે.

## કુષ્ટ (કોઢ) રોગનો ઉપાય અઢારે જાતના કોઢ મટે.

(૧) કાળા તલનું તેલ મર્દન કરાવવું.

(૨) મજીઠ ૨ ભાર, સાકર ૪ ભાગ, જીરૂ ૧ ભાગ, મીઠીઆવળ ૧ ભાગ આ પ્રમાણે ખાડી કપડે ચાળી ચુર્ણ કરવું દરરોજ રાત્રીએ સુતી વખતે રૂ. ૦ાા ભાર ફેકાવવું.

(૩) બાબચી ૨૦ ભાર, પુંઆડીઆના બી ૨૦ ભાગ, સાકર ૪૦ ભાગ તેનું ચુર્ણ કરી દરરોજ આઠ આનાભાર સવારમાં ઠંડા પાણી સાથે પાવાથી શ્વેત કોઢ જાય છે.

(૪) સોમલશંખીઓ તોલો ૧, મોરથુથુ તોલો ૧, મનસીલ તોલો ૧, રસકપુર તોલો ૧, કપુર તોલો ૧, માયા તોલો ૧, હીમેજ રૂ. ૪ાા ભાર આ સર્વેને લીંબુના રસમા ઘુંટી સોગઠી બનાવવી આ સોગઠી કોઢા, દાદર, ખરજવાં ખસમા આબાદ કામ કરે છે.

(૫) કેળાના પાનની રાખ રૂ. ૨ાા ભાર, હળદર રૂ. ૨ાા ભાર, ઝીણાં વાટીને લીંબુના રસમા લેપ કરવાથી કરોળીઆ, ચિત્રી મટે છે.

**બંધકુષ્ટનો ઉપાય**—હરડે છાલ રૂ. ૫ ભાર, હીમેજ રૂ. ૫ ભાર, નસોતર રૂ. ૩ ભાર, મીઢીઆવળ રૂ. ૫ ભાર, સંચળ રૂ. ૧ાા ભાર, ગરમાળાનો ગોળ રૂ. ૪ ભાર, કાળીદ્રાક્ષમાં ગોળી ચણીબોર જેવડી વાળવી, સવારમા એક તથા સાજે સુતી વખતે એક ઠંડા પાણી સાથે લેવાથી ફાયદો થાય છે.

**ઉદરના આઠ પ્રકારના જળોદર**—કઠોદર સંફોદર નાલકંઠ આ અસાધ્ય છે. તથા બીજા ચાર સાધ્ય છે આ આઠે રોગનું ઔષધ લીંડીપાંપર રૂ. ૨ાા ભાર લાવી ઝીણીવાટી થોરના દુધના પટ એકવીશ દેવા પછી સુકવી દેવી, ત્યારબાદ ફરી લસોટી તેમાંથી વાલ ૨ સવારમા દીવસ પંદર આપવાથી ફાયદો થાય છે. ખોરાકમાં મગ ચોખાની ખીચડી ને ઘી આપવું બાકી સર્વે બંધ કરવું.

ચુંક—૨ સમુદ્રફળ પાવલીભારની ફાકી આપવાથી ગમે તેવી પેટની ચુંક આવતી હોય તો તે મટે છે.

## સ્ત્રી રોગ પ્રદરનો ઉપાય

૧ તાદળજાની ભાજીનાંમૂળ સુકેલાં રૂા. ૫ ભાર, રસવંતી માલસારો રૂા. ૨।। ભાર, સાકર રૂા. ૭।। ભાર, આ સર્વે ઝીણા વાટી મધમાહી ગોળી બે આનીભારની કરવી તેમાંથી ગોળી એક સવારમાં ચોખાના ધોવરામણ સાથે ખવરાવવી. ખોરાક ચોખા, ઘઉં દુધ ખવરાવવાથી સર્વ પ્રકારના પ્રદર મટે છે.

**પ્રદરવટી**—પાષાણ ભેદ રૂા.૦।। ભાર, દાડમસાર રૂા. ૦।। ભાર, સાકર રૂા. ૦।। ભાર, ઝીણા વાટી મધમા ગોળી ચણીબોર જેવડી કરવી પછી યોનીમાં રખાવવાથી રકત પ્રદરમા તેમ શ્વેત પ્રદરમાં ઘણો ફાયદો થાય છે.

## યોનીરોગ

૧ ઘોડાવજ ઝીણી વાટી ગોળમા ગોળી ચણા જેવડી કરી યોનિમા રાખવાથી યોનીનું શૂળ મટે છે.

૨ યોનીમાથી શરીર બહાર નીકળતુ હોય તો ચણાની પોટલી બાંધી યોનીમા મુકવાથી મુળ સ્થાને પાછુ બેસી જાય છે.

૩ લીંબુની છાલ રૂા. ૨।। ભાર, લીંબોળીના મીંજ રૂા. ૧।। ભાર, ઘી સાથે ખુબ ઝીણાં વાટી યોનામાં લેપ કરે તો યોનીમાં ચળ બહું આવે છે તે તથા દુર્ગંધી આવતી હોય તો તેને આરામ થાય

૪ ત્રિફળાં રૂા. ૧ ભાર, ફટકડી રૂા. ૦।। ભાર મેળવી તેનાં પડીકાં બે કરવાં પાણી એક શેરમાં નાંખી બે કલાક રાખી તે પાણીથી ધોવાથી પાણી બહુ પડતુ હોય તેને આરામ આવે છે.

**ગર્ભ ઉપાય**—અધુરે મહીને ગર્ભશ્રાવ થતો હોય તો તેને નાગકેશર રૂા. ૨॥ ભાર, કબુતરની હગાર રૂા. ૨॥ ભાર, ભાંગના બીજ રૂા. ૨॥ ભાર, એલચી રૂા. ૨॥ ભાર, સાકર રૂા. ૧૦ ભાર, ઝીણું વાટી સવારમાં રૂા. ૦॥ ભાર લેવાથી ગર્ભ શ્રાવ થતો નથી.

૨ **છોડવૃદ્ધિનો ઉપાય**--પોયણું પાણીમાં થાય છે; તે રૂા. ૧૦ ભાર તથા સાકર રૂ. ૧૦ ભાર વાટી સવારમાં પાવલીભાર ફાકવું.

૩ **ગર્ભ રહેવાનો ચોક્કસ ઉપાય**—શિવલીંગી બીજ ટાંક ૧ અવિંધ મોતી નંગ ૧ એક, રૂતુ પછી દીન ૪ એક વરણી ગાયના દુધ સાથે ગળાવીએ, ઉપર દુધ, ચોખા ખવરાવીએ તો સ્ત્રી ગર્ભ જરૂર ધારણ કરે છે.

નોટઃ—મેથી દળીને ગોળમાં ગોળી કરી રૂતુમાં યોનીમાં રખાવવાથી યોની શુદ્ધ થાય છે ત્યારબાદ ઉપરની દવા ખવરાવવાથી સ્ત્રી ગર્ભવંતી જરૂર થાય છે.

**સૂતિકા રોગનો ઉપાય**—(૧) પારો હીંગળોકમાંથી કાઢેલો તોલા ૩, ગંધક શોધેલો તોલા ૩, વછનાગ શોધેલો તોલા ૩, પીપર તોલા ૧૦, મરી તોલા ૫, ચિત્રા છાલ તોલા ૫, જાયફળ તોલા ૫ ટંકણ ફુલાવેલ તોલા ૫ લેવા. હવે બનાવવાનો વિધિ પારો ગંધક ભેગાં વાટીએ, વછનાગને મરી ભેગાં વાટવા પછી તમામ ભેગું કરી વાટવું. ત્યાર બાદ નાગરવેલના પાનના રસની ભાવના ૩ આપવી પછી આદુના રસની ત્રણ ભાવના આપવી, ત્યારબાદ ગોળી ચણોઠી જેવડી કરવી. દરરોજ ત્રીકટુ સાથે સવાર સાંજ એકેક ગોળી મધ સાથે આપવી. તેથી સૂતિકા રોગ, સન્નિપાત, મુર્છા, અપસ્માર, ઉન્માદ, શ્વાસ, સિતાગ, ક્ષય, હનુસ્તંભ, શરદીથી માથાનો દુખાવો થતો હોય તે તેમજ સ પ્રકારના વાત વ્યાધીમાં સારૂં કામ કરે છે.

**રાજ્યક્ષ્માનો ઉપાય**—ભોંયરીંગણી બેઠી અથવા ઉભીનાં બીજ તોલા ૧૦ લાલ જાર [ રાતડીયો ] તોલા ૨૫ ભેગા દળાવવા પછી તેમાંથી રૂ. ૧ ભારના આશરે લોટ લઇ પાણીમાં બાંધી રોટલી કરવી તે ચુલે તાવડીપર શેકીને ઘી રૂ. ૧ ભાર ને ગોળ રૂ. ૧ ભારમાં મેળવી દરરોજ સવારમાં ખવરાવવું.-બાકી ખોરાક દુધનો આપવો,પંદર દિવસ ખવરાવવાથી ઘણાને આરામ થયાના દાખલા છે.

**ઉત્તરસનો ઉપાયઃ**—લવીંગ-હળદર-બહેડાની છાલ-મરી એ પ્રત્યેક તોલો ૧ એક, ખેરસાર તોલા. ૨ મેળવી બાવળની છાલના ઉકાળાના પાણીમાં જારના દાણા જેવડી ગોળી કરવી, તે ગોળી દિવસમાં આઠ દશ મોમા રાખી રસ ઉતારવાથી આરામ થાય છે.

## નબળાઇ, ઉધરસ, તાવ, શ્વાસ, ક્ષય, સંગ્રહણી, કમતાકાતનો ઉપાય

વછનાગ શોધેલો રૂ. ૨ ભાર, જાયફળ રૂ. ૧॥ ભાર, જાવંત્રી રૂ. ૧॥ ભાર; કેશર છ આના ભાર, ધોળી મુસળી રૂ. ૧॥ ભાર એલચી રૂ. ૧॥ ભાર, અકલકરો રૂ. ૧॥ ભાર, તજ રૂ. ૧॥ ભાર હીંગળોક રૂ. ૧॥ ભાર, અફીણ રૂ, ૨ ભાર,સાકર શેર ૦॥, બનાવવાનો વિધિ પ્રથમ જાવંત્રી, હીંગળો, અને કેસર ત્રણ ભેગાં વાટવાં પછી વછનાગ, જાયફળ, અને અફીણ નાખીને વાટવું ત્યાર બાદ બીજાં ઓષધ ખાંડી ચાળીને રાખી મુકેલાં હોય તે સાંકર સાથે નાંખી દિવસ બે સુધી વાટવું. ત્યારબાદ મધ સાથે ગોળી ચણીબોર જેવડી વાળવી, દરરોજ સવાર સાંજ અકેક ગોળી પાણી સાથે લેવી ઉપર ગરમ કરેલું દુધ શેર સવાશેર પીવું. તો ઉપરના રોગમા આરામ થાય છે. એકલા દુધ ઉપર આ ગોળી ઉપર રાખવાથી દરેક

રોગમાં ઘણો ફાયદો થાય છે. સંગ્રહણીમાં તો દુધ, અગર દહીં, છાશ ઉપરજ દરદીને રાખવાથી ઘણો લાભ જણાયો છે.

**શ્વાસ રોગનો ઉપાય—૧** અકલકરો, અજમો, હળદર, સુંઠ પીંપર, મરી, પીંપરીમુળ, અરડુસી. લવિંગ, જવખાર; અંધેડાનોક્ષાર પ્રત્યેક સમાનભાગ લઇ ઝીણાં વાટી તેમાથી વાલ ૨ બે મધ સાથે આપવાથી ઘણો ફાયદો અનુભવેલ છે.

૨ હીંગળો તોલો ૧, લવીંગ તોલો ૧, અકલકરો તોલો ૧, સુંઠ તોલો ૧, પીંપર તોલો ૧,મરી તોલો ૧, પીંપરીમુળ તોલો ૧, ખેરસાર તોલો ૧, ચણકબાલા તોલો ૧, ફુલાવેલ ટંકણ તોલો ૧, વછનાગ તોલો ૦॥ સોનાગેરૂ તોલો ૦॥ લેઇ સર્વને ઝીણાં વાટી કપડછાણ કરી પાનના રસમાં ગોળી ચણા જેવડી વાળવી. સાંજ, સવાર એક એક ગોળી પાણી સાથે આપવાથી શ્વાસરોગમાં બહુ ફાયદો થાય છે.

૩ સોમલ તોલા ૪, શંખની નાભી તોલા ૪ આ બન્ને ઓ-ષધ આકડાના દુધમા એક દિવસ વાટવા પછી તેની ટીકડી કરી સંપુટમાં મુકી કપડમટી કરવી ને એક દિવસ સુકાયા બાદ એક ટોપલી છાણામાં અગ્નિ આપવો. સ્વાંગ શીત થયા બાદ કાઢી વાટીને શીશીમાં ભરવો તેમાંથી રતી ૦॥ થી એક પતાસામાં દેવો તે શ્વાસ રોગમાં ઘણો ફાયદો થાય છે.

**૪ સોમલનાં ફુલ પાડવાનો વિધિ**—સોમલ શેર ૦। તેને લીંબુના રસમા એક દિવસ ખુબ ઘુંટવો પછી માટીની હાંડલીઓ બે લઈ મોઢાં ઘસી નીચેની હાંડલીમાં સોમલ મુકી ઉપરની હાંડલી ઉંધી કાના અડકાડીને ઢાંકવી પછી અડદનો આટો અગર ઘઉંનો આટો કાંઠા ઉપર લગાડી બીજી હાંડલી સાથે સાંધ બરાબર મજબુત કરવી પછી ઉપર

કપડમટી સાંધ ઉપર કરી સુકાયા બાદ ચુલા ઉપર હાંડલી મૂકી રોટલા કરીએ છીએ અને જેવો અગ્નિ આપીએ છીએ તેવો આપવો ને ઉપલી હાંડલી ઉપર પાણીનાં ભીનાં પોતાં મુકવાં, અગ્નિ બે પ્રહર આપવાનો છે. બીજે દિવસ હાંડલી ઉઘાડી ઉપરથી હાડલીમાંથી સોમલનાં ફુલ લઇ લેવાં ને શીશીમાં ભરી રાખવાં, તેમાંથી રતી ૦। પતાસામાં દેવું ને ઉપર દુધ, સાકર, ઘી, ચોખા ખવરાવવા, તેથી શ્વાસ, દમ, ઉધરસ ક્ષયમાં આરામ થાય છે.

૫ વરખી હરતાલ તોલા ૨॥, મરી તોલા ૨॥ બન્નેને ભેગાં ત્રણ દિવસ વાટવાં તેમાંથી સવારમાં રતી બે પાનમાં ખાવા આપવું ઉપર મીઠા મોળું ખવરાવવું. દિવસ સાત લેવાથી શ્વાસ મટે છે.

શ્વાસનો રોગ અસાધ્ય છે, શરીરની સાથે જાય છે. આ રોગીઓને તેલ, ખટાસ, ખાંડ, તલ, ટોપરૂં કુપથ્ય છે એમ સમજવું.

## હેડકી રોગ માટે ઉપાય

૧ સુંઠ, પીંપર, બેહેડાંની છાલ, સાકર પ્રત્યેક ટાંક ૧। લઇ તેનું ચુર્ણ દિવસ ત્રણ મધમાં ચટાડવાથી હેડકી મટે છે.

૨ સુંઠને ગોળ પાણીમાં ઘસી નાકમાં ટીપાં બે ત્રણ નાંખવાથી હેડકી મટે છે.

૩ જેઠીમધ ટાંક ૧।, ઝીણું વાટી મધમાં ચાટે.તો પિત્તની હેડકી મટે છે.

૪ કાંસડાનું મૂળ ઘી વાળું કરી ધુમાડી દેવાથી હેડકી મટે છે.

૫ માખીની હગાર રતી ૧ એક મધમાં ચટાડવાથી હેડકીમાં આરામ થાય છે.

૬ કળથી તથા હળદર બન્ને પાવલી પાવલી ભાર લઇ ચલમમાં પીવાથી હેડકી તુર્ત બેસી જાય છે.

**ઉલટીના ઉપાય**—૧ મોરપીંછના ચાંદલાની રાખ વાલ ૨ તથા ભમરીના દરની માટી વાલ ૨ મધમાં ચટાટવાથી ઉલટી બંધ થાય છે.

૨ લોબાનના ફુલ વાલ ૧ પાણીમાં પાવાથી ઉલ્ટીમાં આરામ આવે છે.

૩ એલચી ફોતરા સોતી બાળી રાખ કરવી ને તેને વાલ ૧ મધમાં ચટાડવાથી આરામ થાય છે.

૪ જાવંત્રી-વાવડીંગ, લવંગ, લોબાન, મરેઠીના ફુલ, તજ, એલચી, વરીયાળી એ સરખે ભાગે વાટી મધમાં ગોળી કરવી તે આપવાથી ઉલટીમાં જરૂર આરામ થાય છે.

**શુળ રોગના ઉપાય**--૧ શુદ્ધ પારદ તોલો ૧,ગંધક આમલસારો તોલો ૧, વછનાગ શોધેલ તો.૧, હીંગળોક તો.૧, અકલકરો તોલો ૧, હળદર તોલા ૮, પીંપર તોલા ૪, મરી તોલા ૪,સુંઠ તો. ૪,ચિત્રક તો ૪, સિંધવ તો. ૪, પારા ગંધકની કજલી કરી તેમાં વછનાગ તથા હીંગળોક ભેગાં વાટવા ત્યાર બાદ બીજાં સઘળાં ઔષધો ભેગા વાટી કપડછાણ કરી તેને લીંબુના રસની ભાવના ત્રણ આપવી. ગોળી ચણોઠી જેવડી કરવી ને ગરમ પાણી સાથે આપવી. પેટના શુળ, પાર્શ્વશુળ, ઉદાવર્ત સર્વ મટાડે છે. ભુખ લગાડી પાચન શક્તિને વધારે છે.

૨ **કાળો રસ રેચ ( જુલાબ )**--પારો શોધેલ તોલો ૧ ગંધક શોધેલ તોલો ૧, બન્નેની કજલી કરવી તેમાં ટંકણ ફુલાવેલ

ાલા ૪ નેપાળો શોધેલ તોલા ૭, એરંડીનાં બીજ તોલા ૮, સુંઠ
ા. ૫,મરી તોલા ૩,નસોતર તોલા ૫,હરડેની છાલ તો.૬ એ સર્વે
ખરલમાં દીવસ સાત વાટવાં એટલે રસ તૈયાર થયો સમજવું. ગરમ
ાણી સાથે રતી બે આપવાથી પેટના શુળ, શ્વાસ, ઉધરસ સસણીમાં
ાયદો થાય છે. અફીણના ઝેર વાળાને ચાર રતી આપવી, હડકવા
ાળાને રતી પાંચ દીવસ પંદર સુધી ગરમ પાણી સાથે આપવાથી
ડકવામાં જરૂર આરામ થાય છે. પાંડુ રોગવાળાને ચાર રતી આપ-
ાથી ફાયદો થાય છે. તાવવાળાને ગરમ પાણીમાં રતી બે આપવી.
ાઢીઓ, ઉનો, એકાંતરીઓ, જીર્ણજ્વરમાં જરૂર આરામ કરે છે

કુષ્ટરોગને, પિત્તના રોગને ઉપદંશના રોગીને સંન્નિપાતને,
ળનો વિકાર, અરૂચિ વિદ્રધી, બંધકુષ્ટ, શિળસ વધરાવળ, વિગેરે
અનેક વિકારોમા કાળો રસ ઉત્તમ છે.

૩ શુળ ઉપર લેપ—એરંડીની બીંજ તોલો ૧ાા, ગોળ
ોલો ૦ાા સંચળ તોલો ૧ા, કાળા તલ તોલો ૧, ગુગલ તોલો ૧ા;
વદાર તોલો ૦ાા, ખરનો ધુંસો તોલો ૦ા, હીરાબોળ તોલો ૧ા,હીંગ
ોલો ૦ા પાણીમા વાટી ગરમ કરી શુળના ભાગ ઉપર લેપ કરવાથી
ાર્શ્વશુળ તથા પેટનુ શુળ મટે છે.

અરૂચી રોગના ઉપાય--ટંકણ શોધેલ તો ૪ શુદ્ધ પારદ તો.
૪,દુધીઓ વછનાગ શોધેલ તોલો ૧ હીંગળોક તો.૧ ખરલમા દિવસ
ત્રણ સુધી ઘુંટવો, ત્યારબાદ આદુના રસમા ત્રણ દિવસ ઘુંટવો. ગોળી
રતી ૧ ભારની કરવી તે ગોળી આપવાથી અગ્નિ પ્રદીપ્ત થાય. બળ
વધે; શ્વાસ; ઉધરસ શુળ જળોદર પથરી અષ્ટજ્વર, બધકુષ્ઠ તથા
પેટનું ચઢવું વીગેરેમાં આરામ કરે છે. આ ગોળીનું નામ ત્રૈલોક્ય
ચિંતામણી રસ કહે છે.

**તૃષા રોગનો ઉપાય**—૧ કમળ કાકડી, પદમક, વડનીકુંપળો એલચી, ચણુકબાલા, જેઠીમધ, ખેરસાર દરેક તોલો ૧। લેવું તેને વાટી મધમાં ભેળી ચણીબોર જેવડી કરી તે મોઢામાં રાખવાથી તૃષાની શાંતી થાય છે.

૨ એલચી, ચણુકબાલા, સાકર, વરીયાળી દરેક તોલો ૧। પાણીમાં વાટીને પીવાથી તૃષા મટે છે. (થોડું થોડું દિવસમાં પાવું.)

**મૂર્છા-તંદ્રા રોગનો ઉપાય**--૧ ધમાસાનો કવાથ અને સાકર પાવાં.

૨ મરી ઘોડાની લાળમાં વાટીને આંખમાં આંજવાથી મુરછા મટે છે.

૩ સરગવાનું મીંજ મધમાં ઘસી અંજન કરવાથી મુરછા મટે છે.

**દાહરોગનો ઉપાય**--૧ ધાણા ૩ ૪ ભાર, ઝીણાં વાટવાં પછી કોરા ઠામમાં નાંખી સાંજે અગાસીમાં મુકવા પાણી શેર એક નાંખીને તેમાં સાકર ૩. ૪ ભાર નાંખવી. સાત દીવસ સુધી તે પ્રમાણે કરી દરદીને પાવાથી અંદરનો દાહ મટે છે.

૨ સુખડ અને કપુર પાણીમાં વાટી શરીરે લેપ કરવો.

ગાયનું ઘી સો પાણીએ ધોઇ કપુર નાંખીને શરીરે લેપ કરવાથી આખા શરીરમાં થતો દાહ શાંત થાય છે.

**અપસ્માર (વાઇ) તથા હીસ્ટિરીઆ રોગના ઉપાય**—૧ ખુરાસાની વજ શેર ૦॥, મરી શેર ૦॥, વાટીને પડીકાં નંગ ૩૫ કરવા તેમાંથી પડીકું એક સવારમાં દુધ સાથે આપવાથી દિવસ ૩૫ માં અપસ્માર મટે છે. તેમાં ખટાશ તથા વાયુ વાળી ચીજ ખાવી નહીં, તે રોગીને નાસ આપવો તેની હકીકત આકડાનું મુળ લઇ

તેને ઝીણું વાટીને તેમાં અર્ધા મરી વાટવાં પછી તેને આકડાના દુધમાં ભીંજવી રાખવાં તે સુકાય ત્યારે ઝીણું વાટી રાખવું, જ્યારે વાઇ તથા હીસ્ટિરીઆ આવે ત્યારે આ ઔષધમાંથી થોડું લઇ ભુંગળીમા ઘાલી નાકમા ફુંકવાથી વાઇનો જુવડો નીકળી પડે છે ને આરામ આવી જાય છે.

ઉન્માદ રોગના ઉપાય—૧ ધમાસાનો કવાથ કરી અંદર ગાયનું ઘી થોડું નાંખી પાવાથી આરામ આવે છે.

૨ ખુરાસાની વજ, લવીંગ, અકલકરો, માલકાકણી, સમભાગ લઇ ઝીણું વાટી મધમાં ૦)= બે આની ભાર ની ગોળી કરી તે ગોળી માંથી દરરોજ એક ગોળી સવારમાં ખવરાવ॥, ખોરાકમા બાજરીનો રોટલો, ગોળ, તાંદળજાની ભાજી અને મગ આટલાં વાના ખવરાવવાં તેથી આરામ અવસ્ય આવી જાય છે.

અર્દિતવાતના ઉપાય—અડદ ટાંક દશ, લસણ ટાંક ૨॥, રાસ્ના ટાંક ૧૦, આસન ટાંક ૧૦, એરંડ મુળ ટાંક ૫, વરધારો ટાંક ૨॥, મરી ટાંક ૨॥, પીંપરીમુળ ટાંક ૨॥, સુંઠ ટાંક ૨॥, હરડે ટાંક ૨॥; એનો કવાથ કરી દીવસ ચઉદ પીવાથી અર્દિતવાત મટે છે.

(૨) નારાયણ તેલ કે સતાવારી તેલનું મર્દન કરાવવું.

પથ્ય—અડદ ખાવા, ખારૂં ખાટું બંધ કરવું, માસ રોહ તેલ ચોળવાથી અર્દિત વાત મટે છે.

**શીતાંગ વાતના ઉપાય**—૧ અજમો, મરી, લસણ, શેકેલા ચણા; કંકોડી, ઝીણાં વાટી શરીરે ચોળવાં.

૨ અંબર તથા કસ્તુરી નાગરવેલના પાન તથા આદુના રસમાં આપવાથી શીતાંગવાયુ મટે છે,

૩ અજમો પથારીમા પાથરી ઉપર દરદીને સુવાડવો.

૪ ખડબ્રાહ્મી, લવીંગ, મરી,વાવડીંગ,જાવંત્રી છમકારીને પાવાં.

૫ શુદ્ધ વછનાગ, મરી, ટંકણ ફુલાવેલ, સુંઠ, પીંપર, લવીંગ અકલકરો એ સર્વ કપડછાણ કરી નાગરવેલના પાનના રસની ભાવના ત્રણ તથા આદુના રસની ભાવના ત્રણ દઇ રતી પ્રમાણે ગોળી કરી તે ગોળી સવાર, બપોર સાંજ, એક એક આદુના રસમાં આપવાથી શીતાંગ જરૂર મટે છે.

**રાંધણ-જાનવો-ડમરૂના ઉપાય**—થાપાના મૂળમાં થાય તે રાંધણ વા. જમણા પગના ગોંઠણે સોજો થાય તેને જાનવો અને ડાબે પગે થાય તેને ડમરૂ કહે છે.

૧ આમળાં દુધમાં વાટીને ચોપડવાં-૨ ગુગળ પાણીમાં વાટીને ચોપડવો. ૩ કુબાનો રસ રૂા. ૨ બે ભાર, સાકર રૂા. ૨ ભાર નાખીને સવારમાં પાવો. ૪ જારના રોટલા કરીને ખાય છે તે જારમાથી ભુસ નીકળે છે તે બાફીને બાંધવા થી ત્રણે જાતના વા મટે છે. કુબો લીલો ન મળે તો સુકો કવાથ કરીને પાવો.

**સંધિક વાયુનો ઉપાય**—૧ રાસ્ના ગુગળ-બળદાણા-શતાવરી સુંઠ-હીરાબો, પીંપરીમૂળ, આસોંદ, ચોપચીની, આ સર્વે ખાંડી ગોળમાં ગાળી સોપારી જેવડી કરવી દરરોજ એક ગોળી સવાર સાંજ આપવી.

૨ **શરીરે મર્દન કરવાનું તેલ**—વછનાગ,ઘોડાવજ,માલકાંકણી લસણ, ધોળી ચણોઠી, ખાંડી ચાળી તલનું તેલ શેર ૦॥ સરસીયું તેલ શેર ૦॥, એરંડીયું તેલ રૂા. ૨ ભાર ભેળાં કરી ઉપરનું ઓષધ નાંખવુ ને પાણી શેર ૦॥ નાખી એક દિવસ રાખી મુકી પછી ઉકા-

ળવું પાણી બળી જાય એટલે તેલ રહે તે ગળી શીશીમાં ભરી શરીરે મર્દન કરાવવું. ઝેરી છે તો આખે અડકે નહીં તે ધ્યાનમાં રાખવું.

૩ **સોમલની ગોળી**—સોમલ સંખીઓ તોલો ૧,માયાં તોલા ૨॥, અફીણ તોલા ૫ ચણીયું કપુર તોલા ૨॥ આ સર્વેને વાટી નાગરવેલના પાનના રસમાં મગ જેવડી ગોળી કરવી. તે ગોળી એક ઠંડા દુધ સાથે ગળાવવી. મીઠું (નીમક) ખવરાવવું બંધ કરવુ, સંધાગત વાત, હાડ કળતર મટે છે. આ ગોળી બંધેજ ઘણી છે એટલે કામી પુરૂષોએ તેનું સેવન કરવું.

**કેડનું રહી જવું તેનો ઉપાય**—હીરાબોળ રૂા. ૫ ભાર હળદર રૂા. ૫ ભાર ઝીણાં વાટી પછીથી ઘી રૂા. ૨॥ ભાર, લઇ ગરમ કરી તેમાં ઉપરનું ઔષધ છ આનીભાર નાંખી સવારમાં સુર્ય સામા ઉભા રહીને પી જવું ને તરત પછી ઘઉંના આટાનો લાડુ બનાવીને ખાવો.

**અમ્લપીત્તના ઉપાય**—૧ એલચી ટાંક ૨, ગુલાબનાં ફુલ ટાંક ૨, મીંઢીઆવળ ટાંક ૨, હરડે છાલ ટાંક ૨, આ સર્વેને અગ્નિ ઉપર શેકી પછી ખાંડી કપડછાણ કરી દરરોજ દશ આની ભાર ઉના પાણી સાથે રાત્રીએ ફાકી દેવી.

૨ આંબાનાં પાન અને મધ ચટાડવાથી આરામ થાય છે.

**બાળકોને રતવાના ગડ નીકળે છે તેનો ઉપાય**—દેવદાર, રતાંજળી પાણીમાં ઘસીને ચોપડવાથી મટે છે.

**બાળકના ગડ ગુમડ માટે ઉપાય**—એરંડીમીંજ ને સાબુ, ગોળમા અગર દુધમાં વાટી ચોપડવાથી પાકે છે તેમજ પાકેલું ફોડું ને ખાંડ ઉનાં કરી બાંધીએ તો પણ મટે. લીંબડો-ખપાટ કુંવારપા-

ડાનો ગર્ભ બાંધવાથી પણ પાકીને ફુટી જાય છે: ઉપર પછી મીણ, રાળ અને ઘીનો મલમ બનાવી પટી મારવી.

**ચિત્રીનો ઉપાય**—કેળના પાનની રાખ રૂ. ૨ ભાર ટંકણ રૂ. ૦॥ ભર લીંબુના રસમાં ઘુંટી ચોપડવાથી ચાઠાં મટી જાય છે.

**બાળાને શરીર ઉપર મોતી જેવા દાણા નિકળે છે તેનો ઉપાય**--પારો, ગંધક, હીરાદખણ ઘીમાં ખરલ કરીને ચોપડવાથી આરામ થાય છે.

**અગ્નિ દગ્ધ વાગ્નો ઉપાય**--૧ વાંસે તથા પડખે ફોડલીઓ નીકળે છે તેમાં અગ્ન લાગ્યા જેવી પીડા થાય છે તેને દેશીગળી અને સોનાગેરૂ સમાન ભાગે લઇ ઘીમાં વાટીને ચોપડવાથી આરામ થાય છે.

૨ રાળ ધોળી ટાંક ૮ એરંડીયું તેલ શેર ૦।, અળસીનું તેલ શેર ૦। મેળવી ચોપડવાથી આરામ થાય છે.

૩ બકરીનું દુધ અને બદામનું તેલ ચોપડવાથી આરામ આવી જાય છે.

**ગડ–ગાંઠ બેસારવાની પટી**--સીકોતરી એળીઓ–ટાંક ૨ હળદર ટાંક ૨ હીરાબોળ ટાંક ૨ સિંધવ ટાંક ૨ એ સર્વે પાણીમાં વાટીને ગાઠ ઉપર પટી મારવી. તેથી ગાઠ બેસી જાય છે, ઘીમાં પણ મેળવી પટી મરાય છે

**ગડ-ગાંઠ ફોડવાનો મલમ**--સંખીઓ સોમલ ટાંક ૧॥ સોમલ દાડમીઓ ટાક ૨॥ સોમલ રાનો બાર આની ભાર, સોમલ ફટકીઓ બાર આનીભાર મોરથુથુ ફુલાવેલ ૧॥ ભાર, ટંકણ ફુલાવેલ ૧૨ આનીભાર આ સર્વેને ઝીણા વાટવાં પછી મલમ બનાવવો તેની રીતઃ સિંદુર શેર ૧, રાળ શેર ૦॥,તેલ તલનું શેર ૨॥ તેને લોઢાની

કડાઇમાં નાંખીને પકાવીએ જ્યારે મલમ જેવું થાય ત્યારે ઉપરની વાટેલી દવા અંદર નાંખવી. પછી હલાવવું જરા નરમ થાય તો મીણ નાંખવું પછી તે મલમની પટા મારવાથી હરેક પ્રકારનાં ગડગુમડ–ગાંઠ વિગેરેને ફોડી નાખે છે.

**સ્રીઓને મૂખ પગ દાઝ પડે છે તેનો ઉપાય**—ધ્રમોરી-આનાં બીજ, બદામના મીંજ, પદમક એ સર્વે ભેગાં વાટી મો ઉપર પાણી સાથે ચોપડવાથી મટે છે.

**ઉદાવર્ત્તના ઉપાય**—(૧) હીંગ, સિંધવ, મધ ભેગાં વાટી કઠણ લોંદા જેવું કરવું પછી તેની વાટ કરી તેને ઘી ચોપડવું ને તે વાટ ગુદામાં સંચારવી તેથી ફાયદો થાય છે.

૨ હરડે, મીઢીઆવળ, જવખાર, થોડા થોડા પ્રમાણમા દરરોજ સાંજે આપ્યા કરવાં.

**મધુરોગનો** (ગળામાં જીભ ઉપર એક જાતનો ફોલ્લો થાય છે) **ઉપાય**—૧ ગળો, વાળો, ખડસલીઓ, મોથ. પદમક, સુખડ, અરડુસો, જેઠીમધ, ધમાસો, કરીયાતું, લીંબડાની છાલ, પાષાણભેદ. સમભાગે લઇ ક્વાથ કરી પાવાથી આરામ આવે છે.

૨ ખેરનું પાણી, ગુલાબનું પાણી, બદામમીંજ, પદમક મોઢામાં જીભ ઉપર લગાડવું.

**મેદવૃદ્ધિ ઘટવાનો ઉપાય**—મધ અને પાણી દરરોજ સવારમાં એકવીસ દીવસ પીવું. ગરમ ગરમ જમવું ને દરરોજ ફરવા જવું. ઉજાગરો કોઇ કોઇ વખતે કરતા રહેવું, તેથી મેદવૃદ્ધિ ઓછી થઇ જાય છે.

**આફરો, અરૂચિ પેટના શુળના ઉપાય**—૧ બીજોરાનો રસ આદાનો રસ, હીંગ, સંચળ ભેગા કરી ખવરાવવાં.

૨ નસોત્તર; હરડે, પીંપર, થોરના દુધના સાત પટ દઇને તેની ગોળી ચણા ૧ ભારની કરવી તે ગોમૂત્રમાં દેવી તેથી સખ્ત બંધકુષ્ટ તથા આફરો મટે છે.

**મસ્તક રોગના ઉપાય**--૧ સુંઠ, ધાણા, નાગકેસર, પીંપરીમુળ, જેઠીમધ, તપખોર એ સર્વે સમભાગે લઇ ઘી સાકરમાં મેળવી દરરોજ સવારમાં તોલા ૨ થી ૨॥ ના આસરે દિવસ સાત ખાય તો સર્વ જાતનો માથાનો દુ:ખાવો મટે છે.

૨ રાતી કણેરના પાનનો રસ અને સાકરનું પાણી નાકમાં એકાદ બે ટીપાં નાખીએ તો સર્વ પ્રકારનો માથાનો દુખાવો મટેછે.

**મગજ ખાલી પડેલ હોય તેનો ઉપાય**--ખસખસ રૂા. ૧ ભાર, બદામના મીંજ શેર ૦।, કેશર વાલ ૪ એ સર્વે ઝીણા વાટીને દુધ શેર ૧ એકમા નાખી મંદ અગ્નિએ પચાવીએ પછી જ્યારે માવા જેવું થાય ત્યારે ઉતારીને સાકરનું ભુરૂં શેર ૦। નાખીને સવારમાં બધું ખાઇ જવું. આથી મગજ ભરાય છે તેમ નેત્રનો વ્યાધી હોય તો તેને પણ આરામ થાય છે.

**વિષ ઉતારવાના ઉપાય**--૧ મધ, સાકર, ઘી ભેગાં કરી પાવાથી ધાતુ ઉપધાતુનું વિષ નાશ પામે છે.

૨ તાદળજાનો રસ કાઢી પાવાથી દરેક ઝેરના વિષનો ઉતાર થાય છે.

૩ ધંતુરાના ઝેર વાળાને તથા ભાગના ઝેર વાળાને દહીં ખવરાવવું.

૪ હડકવાના વિષ માટે આ પુકમાં કાળો રેચ છે તે આપવો તેમાં વિધિ જોવો.

**ભમરીની પીડાનો ઉપાય**--નાગરવેલનાં પાન, વાવડીંગ, હીંગ, સિંધવ, ગોળ, આ સર્વે પાણીમાં વાટીને તે રસના નાકમાં બે ત્રણ ટીપાં પાડવાં તેથી ભ્રમરની જે પીડા આધાશીશી જેવી થાય છે તે મટે છે.

**નાકમાંથી લોહી આવે છે તેને બંધ કરવાનો ઉપાય**—પાષાણભેદને ગાયના ઘીમાં વાટી નાકમાં ટીપાં નાંખવાથી આરામ થાય છે.

**વાળ વધારવાનો ઉપાય**- ૧ બોલસરીના ફુલ, જાુઇનાં ફુલ બન્ને વાટી લેપ કરે તો ખરી જતા વાળ અટકે છે ને ઘાટા થાય છે.

૨ કમળના ફુલ, કેવડો; ડોલરના ફુલ,બોલસરીના ફુલ, સુખડ, દાડમની છાલ, ત્રિફળાં સર્વે સરખેભાગે લઈ તે બરાબર ભાંગરાનો રસ તથા કાળા તલનું તેલ આ સર્વે ભેગાં કરી લોઢાના વાસણમા ત્રણ દિવસ પલાળી રાખવા પછી તે તેલ બરાબર બકરીનું દુધ નાખી ચુલે ચડાવવું ને ધીમો અગ્નિ આપી દુધ બળી જાય પછી ચુલેથી ઉતારી ગળી રીઢા વાસણમાં ભરી રાખવું આ તેલ માથે નાંખવાથી વાળ કાળા રહે છે લાંબા વધે છે ને ધોળા વાળ આવતા નથી. આ તેલ સ્ત્રીઓ તથા દરેક પુરુષોએ માથે નાખવા કર્ત્તા તરફથી ભલામણ કરવામાં આવેછે.

**વાળ નાશક ઉપાય**--૧ આબાનો ગુંદર પાણીમાં વાટી કેશ ઉપર લગાડવાથી કેશ ખરી પડે છે. ને ચામડી કાળી પડતી નથી.

૨ કેશ કાઢી નાખ્યા પછી માથે કુતરીનું દુધ ચોપડવાથી ફરી કેશ આવતા નથી પણ આ ઉપાય ત્રણ વખત કરવો પડે છે.

૩ બેરીયમ સલફાઇડ-અંગ્રેજી દવા વેચનારને ત્યાંથી લાવવું તે સોંઘી અને સારી અસરકારક છે. સ્ત્રી પુરૂષો બન્નેને ઉપયોગી છે આનાજ સાબુ શંખજીરૂં મેળવી બનાવી શકાય છે.

**કાનના રોગના ઉપાય**--૧ કાનની પછવાડે દુખાવો થાય ત્યારે કાળીજીરી અને સુંઠ મરી પાણીમાં વાટી ફેનાં કરી ચોપડવાં ગધેડાનું લીંડુ અને સુવા દાણા વાટી ગરમ કરી ચોપડવું.

અંકોલના પાન વાટી બાંધવાથી કાનના પછવાડેના ભાગની ગમે તેવી ગાંઠ મટે છે.

૩ બ્હેરા માટે ઉપાય--સુંઠ, મરી, પીંપર, પીંપરીમૂળ અકલકરો, લવિંગ,કણજના બી દરેક સમાનભાગ લઇ ગોળમાં ગોળી ચણીબોર જેવડી કરી સવાર, સાંજ ખવરાવવાથી તેથી બ્હેરાપણું મટે છે.

૪ **ચસકાનો ઉપાય**--તલનું તેલ અને કપુર નાંખવું. તથા સરસીયા તેલનું ટીપું નાખવું. હીરવણીના ફુલના રસનું ટીપું નાંખવાથી પણ ચસકો મટે છે.

૫ આકડાના પીળા પાન ઉપર ઘી ચોપડી તેની સાથે લસણની એક કળી વાટવી પછી બધું ગરમ કરી ચોળી રસ કાઢવો તે રસનું ટીપું કાનમાં નાખવાથી પીડા મટે છે.

૬ કાન વહેતો હોય તો--એળીઓને મધ મેળવી ટીપું નાખવાથી બંધ થાય છે. સાથે તાળવે એરંડીયું તેલ ઘસાવવું.

પીનસ રોગનો ઉપાય-૧ નાકમાં છોડ પડે છે ને નાક ગંધાય છે. તેને માટે હીંગળોક વાલ ૨ વાટી કપાસમાં પડીકું વાળી સુતરથી વીંટી તેને ઠાલા હોકામાં પાવો ને ધુમાડો નાકે કાઢવાથી પીનસ મટે છે. ખોરાકમાં-દુધ, ભાત, સાકર, ઘઉં, ઘી ખાવું.

૨ લીલીપ્રો-ધોળીપ્રો, કસુંબો; દાડમનાં ફુલ, સર્વે પાણીમાં વાટી ગળીને નાકમાં ટીપાં નાખવાં તેથી પીનસ મટે છે તથા નાકેથી પડતું લોહી પણ બંધ થાય છે.

**હોઠ ફાટે છે તેનો ઉપાય**—હોઠ ફાટી જાય તેને માટે સોનાગેરૂ, ધોળી રાળ, મીણુ ગાયના ઘીમાં મલમ કરીને ચોપડવાથી આરામ આવે છે.

૨ મધ અને પાષાણભેદ ભેગાં વાટીએ ને હોઠે પછી ચોપડીએ તો હોઠ ફાટતા મટી જાય છે,

**દાંત રોગના ઉપાય**--(૧) કાળીપાટ, કડુ,માલકાંકણી-હળદર, કઠ, દારૂહળદર, મજીઠ, દાડમની છાલ, એ સરખે ભાગે વાટી દરરોજ સવારમાં દાંતે ઘસવાથી દાંતના સર્વ રોગમાં આરામ થાય છે.

૨ **મુખ ગંધાય તે ઉપર** દવા—બીજોરાની છાલ મુખમાં રાખવાથી દુર્ગંધ આવતી નથી.

૩ દાઢા દાતની **પોલમાં પીડા થાય** તેને માટે ગોળી,અફીણ, કપુર, વાવડીંગ વાટીને પાણીથી ગોળી અડદ જેવડી કરવી ને તે પીડાને સ્થાને રાખવાથી આરામ તુરત આવી જાય છે.

૪ અરડુસાના પાનનો રસ તથા કીડામારીના પાનનો રસ કાનમાં ટીપાં નાખવાથી દાંત તથા કાનની પીડા મટે છે.

ફુલાવેલી ફટકડી તથા નવસાર વાટી દાતે ઘસવાથી દાંતનાં પેઢાં ઉપડયાં હોય તે મટે છે.

૬ બોલસરી, જુઇ, આકડાનું, વડવાઇનું દાતણ કરવાથી હાલતા દાંતની જડ પડે છે.

૭ દાંતની કળતર લીંબડાના દાતણથી મટે છે.

૮ કાથો, રૂમીમસ્તકી, ભેગાંવાટી જુઇના ફુલના રસનાં પુટ સાત આપી પછી દરરોજ દાંતે ઘસવાથી હાલતા દાંત બંધ થઇ જાય છે.

**જીભ રોગના ઉપાય**--બાવળની છાલ, વાળો, ખેરનાં છોડાં મોથ, ત્રિફળા, કાથો, એ સર્વે સમાન ભાગ લઇ પાણી શેર. ૪ ચારમા ઉકાળી બશેર પાણી રહે તે ગળીને નવશેકા પાણીના કોગળા કરવા. પછી ખેરસાર મોમા થોડો થોડો રખાવવો.

ગોળ-તેલ-વંતાક-લસણ, ડુંગળી; ખટાસ, દહીં, છાશ, આંબલી કેરી, કેળાં દેવાં નહિ.

જીભમા ફોલ્લા થયા હોય તો ફુલાવેલ મોરથુથુ હળવેથી જરા જરા ઘસવું તો તરત ફાયદો થશે.

ગળામાં ગંઠ **થાય છે લશુંડી અગર કોયલી કહે છે તેનો ઉપાય**--૧ આ રોગ અસાધ્ય છે. ત્રણ દિવસ કે સાત દિવસમાં મરી જાય છે. છતાં ઉપાય છે તે લખું છુ, પીંપર, મરી હરડે, ખુરાશાની વજ, ધાણા, જવાન એનો સરખા ભાગે ક્વાથ કરી કોગળા કરાવવા.

૨ મજીઠ, મોરછડ, બીલી, સુંઠ, કરંજ, હળદર ત્રાયમાણ, રાંગણી બે, પીંપર, મરી, એ સરખે ભાગે લઇ ક્વાથ કરી પીવાથી દિવસ ત્રણમા રોગ મટે છે.

૩ જવાન રાત દિવસ મોમા રખાવવી.

૪ સરસવ, વજ, કઠ હળદર, આંબાના પાન, ધુંસો; સિંધાલુણ સર્વે પાણીમાં વાટી ગાંઠ ઉપર લેપ કરવો, ખોરાક મગનું ઓસામણ દેવું ગોળ, ખટાસ, તેલ, વંતાક, વિગેરે ગરમ વસ્તુઓ આપવી નહી.

**રક્તપિત્ત ઉર્ધ્વ તથા અધોના ઉપાય**-૧ અરડુસાના પાન નો રસ તોલો ०॥ તથા મધ તોલો ०॥ પાવું. ૨ પાષાણભેદ ૭ આનીભાર ધાણા ૭ આનીભાર બન્નેને ચોખાના ધોવણ સાથે સાત

દિવસ પાવાથી લોહી મોઢે પડતું બંધ થઈ જાય છે. ૩ બહેડાંની છાલ તપખીર, કાથો, જેઠીમધ, રસવંતી પાષાણભેદ, અરડુસો, હરડેની છાલ આંબળાં, દાડમની છાલ, સર્વે સમાન ભાગ વાટી મધમાં ગોળી ચણી બોર જેવડી કરી સવાર સાંજ અકેક ખવરાવવી તેથી બંન્નેમાં ફાયદો થાય છે. ૪ લીલીદ્રોનો રસ તથા મધ પાવાથી ફાયદો થાય છે. ખોરાકમાં બાજરી, વંતાક, ગોળ, ખટાસ ખાડ, તેલ નહીં આપવું રાતા ચોખા, ઘઉં, દુધ એ ખોરાકમાં આપવું.

**સ્વરભંગનો** ઉપાય—૧ જુઇનાં પાન, પીંપર, શાળની ધાણી, બીજોરાનાં પાન સરખે ભાગે વાટી તેમાથી પાવલી ભારના આશરે દિવસમા ત્રણ વખત મધ સાથે ચાટવું.

૨ આંબળાં દરરોજ તોલો ૦ાા ઝીણું વાટી ઘી સાથે પીએ તો સ્વર ભંગ મટે છે.

૩ અરડુસાના પાનનો રસ તોલો ૦ાા થી એક ઠંડા પાણી સાથે પીવાથી આરામ થાય છે.

## નેત્રરોગના ઉપાય

૧ સાધારણ આંખ દુઃખવા આવી હોય તો મગ બાફીને બાંધવા.

૨ કપાસીઆનાં મીંજ ઘીમાં વાટી ઉનાં કરી આંખ ઉપર બાંધે તો આંખની કળતર તથા પીડા ટળે.

૩ આંબળાં અને સાકર બન્ને ભેગાં પાણીમાં વાટી આંખ ઉપર લેપ કરવો.

**આંખમાં ફુલું પડે છે તેને કાપવાનો ઉપાય**--મોરથુથુ ટાંક ૩ પાણી ચોખું શેર ૦ા માં ઓગાળી નાંખવું પછી નીતરવા દઈ નિતરૂં પાણી ઉપરતું લઇ જાડા કપડાથી ગળી નાંખવું. પાછું

એક વખત નિતરવા દઇ વળી જાડા કપડાથી ગળી શીશી ભરી રાખવી. તે પાણીથી ફુલા ઉપર દરરોજ બે વખત સવાર સાંજ ટીપાં મુકવાં. આખના દુખાવામાં પણ આ પાણીના ટીપા નંખાય છે. તેમજ આખની બહાર પણ ચોપડાય છે.

**આખમા ખીલ પડે તેનો ઉપાય**--ફુલાવેલ ટંકણ તથા સાકર ઘસવાથી ખીલ ફુટી લોહી નીકળી આરામ આવી જાય છે. (૨) એળીઓ રૂ. ૦। ભાર તથા સાકર રૂ. ૦।। ભાર દેવાથી જુલાબ લાગી ગરમી નીકળી જઇ આંખનું દરદ મટે છે.

**આંખનું નાસુર** દરિઆના પાણીથી દિવસમા બે વખત ધોવું તેથી રૂઝ આવવા સંભવ રહે છે.

**મોતીઆનો ઉપાય**--સરપંખાના બીજ ઝીણા વાટી કપડ છાણ કરી આખમાં આંજવાથી મોતીઆનું પાણી ઉતરતું અટકે છે આપણા દેશમા સરપંખાને ઝીલ પણ કહે છે તેની શીંગ ચપટી થાયછે.

**આંખમા કચરો ગયો હોય તેનો ઉપાય**—સ્રીનુ દુધ આખમા નંખાવવું તેથી આખ સાફ થાય છે.

**નેત્રાંજન પ્રકાર**--૧ રસવંતી, હીમેજ, સાકર, પાણીમાં ઘસી આખમાં આજવાથી આખની ગરમી મટે છે.

૨ બહેડાનાં મીંજ, શંખની નાભી, સિંધાલુણ, પ્રત્યેક ટાંક ૧। ગોળ ટાંક ૦।।. ભેગાં વાટી ગાયના દુધમાં ખરલ કરવું પછી ગોળી ચણા જેવડી કરવી તે ગોળી ગાયની છાસમાં ઘસીને આજવાથી પડળ, મોતીઆ, વગેરે આખના ઘણા રોગમા અકસીર કામ કરે છે.

**બાળકના રોગના ઉપાય**--૧ ઉલટીમાં વાવડીંગ દાણા બે તથા વરીઆળી વાલ ૧ પાણીમા વાટીને તે પાવું.

૨ **અંધકોસ** બાળકને હોય તો હરડેને સાકરનો ઘસારો પાવો.

૩ **ઉધરસ** માટે કાકડાશીંગીને લોદર પાણીમાં ઘસીને પાવાથી મટે છે.

**ઝાડા થતા હોય તે** માટે-બીલીનો ગર્ભ, મોચરસ, આંબાની ગોટલીનું ચુર્ણ વાલ ૧, પાણીમા આપવું.

૫ કૃમી પેટમાં થયા હોય તેનો ઉપાય-ક્રીરમાણી અજમો, પીતપાપડો બને સમાન ભાગ લઇ વાલ ૧ થી ૨ પાણીમાં પાવાથી કૃમી વિકાર દુર થાય છે કંપીલો પણ વાલ ૧ સાકર સાથે આપવાથી ફાયદો થાય છે.

૬ **માથું દુઃખતું હોય** તો નગોડના પાન વાટીને ગરમ કરી માથે ચોપડવા.

૭ તાવમાં સુંઠ અને કરીઆતું ઘસીને પાવુ.

૮ શૃંગ્યાદી ચુર્ણ વાલ ૧ આપવુ, મધમા બનાવટ, અતિવિષ નાગરમોથ, કાકડાશીંગી, પીંપર સમાન ભાગ લઇ ખાંડી ચુર્ણ કરવું.

બાળકની જીભ અટકાતી હોય તો ખુરાશાની વજ, તોલો ०॥ બ્રાહ્મી તોલો ०॥ પાણીમાં વાટી પીવાથી જીભ અટકતી બંધ થાય છે. તથા બુદ્ધિ વધે છે.

**વરાધનો ઉપાય**--( ૧ ) માલકાંકણી, અજમો વાટી ગરમ કરી શરીરે ચોપડવાથી આરામ થાય છે.

( ૨ ) ખુરાસાનીવજ--અને પદમક પાણીમા ઘસીને પાવલી ભાર પાણી સાથે પાવાથી આરામ થાય છે.

**માતાનું ધાવણ વધારવાનો** ઉપાય—બાજરી શેર ०। રાત્રીએ પાણીમાં પલાળી સવારમાં પાણીથી કાઢી તલ રૂ. ૨॥ ભાર નાખી તે બાજરી ચાવીને ખાય તો ધાવણ ઘણું આવે છે.

( ૨ ) સુવાદાણા શેર ૦। લઇ દુધ શેર ૧ માં રાંધવા પછી તે કાઢી તેમા સાકર શેર ૦॥ અર્ધો નાંખી દરરોજ તોલો એક ખાય તો ધાવણ વધે છે.

**બાળકને નિદ્રા લાવવાનો ઉપાય**--હીંગળો, એલચી, જાવંત્રી જાયફળ. લવિંગ, મોરછડ, અફીણ એ સરખે ભાગે લઇ ગોળી પાણીમાં બાજરીના દાણા જેવડી કરવી તે એક પ્રભાતે અને એક સાંજે આપવાથી બાળક સુખપુર્વક ઉંઘે છે.

**મા બે જીવવાળી હોય ને બાળક પાસે સુવે બેસે તેથી રોગ થાય છે તેને** પાસરોગ (પારગલો) **લાગ્યો તેમ કહેવાય છે. તેનો ઉપાય**-(૧) જીરૂં ધાણા શેકેલ રાઇ બદામમીંજ એલચી, સુવા દાણા, ખાપરીઓ, જાયફળ, મોચરસ, ચોખાનો લોટ સર્વે સરખે ભાગે લઇ દરરોજ સવારમાં તેમાંથી રૂ. ૦॥ ભાર લઇ તેમાં સાકર અને ઘી થોડું મેળવી ખવરાવવાથી આ રોગ તદ્દન મટી જાય છે.

( ૨ ) દુધમાં સુંઠ અને જાયફળ ઘસીને સાકર નાખી પાવાથી પણ આરામ થાય છે.

**પુરૂષાર્થ વાજીકરણ ઓષધો**--દુધ શેર ૧॥ ઉકાળતાં શેર એક બાકી રહે ત્યારે તેમાં પંજાબી સાલમ રૂ. ૦॥ ભાર ઝીણો વાટી દુધમાં નાંખવો. ખીર જેવું થાય ત્યારે ઉતારી સાકર તોલા ૨॥ નાંખી પછી વાલ ૧ જાયફળનો ભુકો મોંમાં નાંખી ઉપર દુધ પી જવું આવી રીતે દિવસ સાત કરવાથી ઘણી તાકાત આવે છે.

**જાવંત્રી પાક**--જાવંત્રી શેર ૦। સાલમ. ૨॥ ભાર એ બન્ને જુદાં જુદાં વાટવા. પછી ઘીનો કરમો દઇ ભેંસનું દુધ શેર પંદરમાં નાંખી ચુલે ચડાવવું ને માવા જેવું થાય ત્યારે ઉતારવું

પછી તેમાં ઘી શેર બે નાંખી તે માવાનો છુટો દાણો પાડવો ત્યાર બાદ તેને ઉતારી નીચેના ઓષધો ખાંડી કપડછાણ કરી નાંખી મુકેલાં હોય તે ભેળવી આપવાં. જાયફળ ૧ાાભાર લવિંગ ૧ાાભાર ધોળીમુસળી ૧ાાભાર, એખરો તોલો ૧, કૌચાં તોલો ૧ા,કેશર તોલો ૦ાા એલચી બી તો. ૨ાા તજ રૂ.૧ ભાર,બદામ મીંજ શેર ૦ાા, પીસ્તાં શેર ૦ાા, ખસખસ શેર ૦ા નાંખવાં. કેશર જુદું વાટીને રાખવું તે ચાસણીમાં નાંખવું. સાકર શેર ૧૮ અઢારની ચાસણી કરવી ને તેમાં કેશર તથા ઉપલી કીટી ઔષધ મેળવેલી નાંખવી ને ઘી શેર ૫ થી ૭ નાખવું. લાડુ શેર ૦ા નો પછી કરવો ને દરરોજ એક સવારમાં ખાવો ઉપર ગરમ દુધ શેર ૦ાા અર્ધો પીવું તેથી પેટના વાયુ, નબળાઈ ધાતુક્ષીણતા, પ્રમેહ વિગેરે મટાડી ભૂખ લગાડે છે.

**સ્તંભન ગુટીકા**—પારો ટાંક ૧, હીંગળોક ટાક ૧, અફીણ ટાંક ૧ાા કપુર ટાંક ૧, ધંતુરાના બીજ ટાંક ૧ જાયફળ ટાંક ૧ જાવંત્રી ટાંક ૧ વછનાગ ટાંક ૧ અકલકરો ટાક ૧ ભાંગના બીજ ટાંક ૨ ભાંગ ટાંક ૨ અંબર વાલ ૨ કસ્તુરી વાલ ૧ કેશર તોલો૦ા સાકર શેર ૦ા તે સર્વે વાટી મધમાં ગોળી ચણીબોર જેવડી કરવી અને દુધ સાથે એક લેવી.

**ભીલામાં પાક**—ભીલામા નંગ ૨૧ એકવીસ માખણ શેર ૧ાા લઇ તેમાથી પીતળની નળી એક કલઇ દીધેલ લેવી તેમાં ઉપર માખણુ લખેલું છે તેમાંથી શેર ૦ાાા નાંખવું તે ઉપરે ભીલામાં નાંખી ઉપર બાકીનું માખણુ શેર ૦ાાા નાંખી દેવું પછી નળી ઉપર ત્રાંબાની કથરોટ ઢાંકવી તે એવી રીતે કે અંદરથી ધુમાડો નીકળે નહી એટલે કથરોટને ઘઉંના આટાથી પેક કરવી, પછી એક પ્રહર અગ્નિ ઉપર ચડાવવું ત્યારબાદ હેઠે ઉતારી ભીલામાને લોઢાની સળી ખોસવી જે

સળી ભીલામામાં પેસે તો જાણવું કે પાકયા છે નહીં તો ફરી ચુલે ચડાવવાં ત્યારબાદ કાઢીને તેમા ઔષધ નીચે પ્રમાણે નાખવાં. જાય-ફળ તોલો ૦ાા જાવંત્રી તોલો ૦ાા તજ તોલો ૦ાા, કેશર તોલો૦ાા લવીંગ તોલો ૦ાા અકલકરો તો. ૦ાા ધોળી મુસળી તોલો ૦ાા કાળી મુસળી તો.૦ાા ખસખસ તોલો ૧ ભાગ તોલો ૦ાા બદામ મીંજ શેર ૦ા એલચી તોલા ૨ બધા ખાંડવા જેવા ખાડી ચાળી ભીલામાંને વાટી ભેગાં મેળવવા,બદામ, ખસખસ પણ અંદર વાટીને નાખવાં.ભીલામામાં જે ઘી હોય તે પણ સાથે જ મેળવવુ. પછી પાછું અગ્નિપર બધું ચડાવી હલાવવું. ત્યારબાદ ઉતારી એક રીઢા વાસણમાં ભરવું ને બાજરી અગર કપાસીઆની અંદર દિવસ ૭ રાખી પછી દરરોજ રૂ. ૦ાા ભારથી ચડતાં ચડતાં અનુકુળ આવે તેટલે સુધી લેવો, બળ વીર્ય વધારે શરીર પુષ્ટ કરે છે. હસ્ત દોષથી તથા બીજી રીતે ગયેલ પુરૂષાતન જાગે છે.

**નપુસકપણું પ્રમેહ** બહુ મુત્રતા માટે ઉપાય—અડદની દાળ બે ભાર, દુધ શેર ૨ તથા પાણી શેર ૧ મા નાખી ખીર કરવી. ૨ ધાઇ રહે ત્યારે ઉતારી તેમા નિચે પ્રમાણે ઔષધ નાખવું. બગ વાલ ૨; જાયફળ વાલ ૨ાા; જાવત્રી વાલ ૨ાા; અંબર વાલ ૧ કસ્તુરી વાલ ૦ાા; એ સર્વે પાકમાં નાંખીએ ને તે દરરોજ બે વખત પાવાથી ઉપરના રોગમા જરૂર ફાયદો થાય છે.

**વાળા રોગની દવા**—૧ સમળીની કોકડી ટાંક ૦ાા, મરી ટાંક ૦ાા સાટોડી ટાંક ૦ાા ઝીણા વાટી ગોળમાં ગોળી ચણી બોર જેવડી કરી દરરોજ બે આપવી અને ઉપર મગ ચોખાની ખીચડી ખવરાવીએ તો વાળાની પીડા સદ્ય મટે છે.

(૨) સંફેદો ટાંક ૧ સુરોખાર ટાંક ૧ લોઢાની રાખ ટાંક ૧

ઝીણાં વાટી કાંસાની થાળીમાં ઘુંટી પછી નારીએળની કાચલીમાં રાખી મુકવું તેમાંથી લુગડા ઉપર ચોપડી પટી મારવાથી વાળો નીકળી પડે છે.

સર્પની કાચળી રતી ૧ ગોળમાં ખવરાવવાથી વાળો બળી જાય છે. ગરમ બહુ છે.

**અંબર કસ્તુરીની ગોળી**—અંબર વાલ ૫ કસ્તુરી વા. ૪ કેશર તોલો ૦ાા, મરી તોલો ૦ાા; સોનાના વરક તોલો ૧, હીંગળોક શોધેલો તોલો ૧ સુંઠ તોલો ૦ાા પીંપર તોલો ૦ાા મરી તોલો ૦ાા અકલકરો તોલો ૧ાા તજ તોલો ૦ાા જાવંત્રી તોલો ૦ાા લવીંગ તોલો ૨ાા ખુરાશાની અજમોદ તોલો ૧ મરેડીનાં ફુલ તોલો ૦ાા પીપરી મુળ તોલો ૧ ખડબ્રાહ્મી તોલો ૦ાા કુલીંજન તોલો ૦ાા કાળી તુળશીનાં બી તોલો ૦ાા એલચી તોલો ૧ ખુરાશાણી વજ તોલો ૦ાાા નાગકેશર તોલો ૧ કમળકાકડીનાબીંજ તોલો ૦ાાા ચણકબાલા તોલો ૦ાા કાલા ધંતુરાનાં બીજ તોલો ૦ાા ગજપીપર તોલો ૦ાાા ખસખસ તોલો ૦ાાા અફીણ તોલો ૧ાા ભાંગ તોલો ૧ા આ સર્વે કપડછાણ કરીને નાગરવેલના પાનના રસમાં તથા તુળશીના પાનના રસમાં દિવસ ત્રણ ઘુંટવું પછી ગોળી રતી એક ભારની કરવી આ ગોળી દરરોજ એક લેવાથી વાત વ્યાધી બંધકુષ્ટ શુળ અગ્નિમંદતા સંગ્રહણી ઉલટી પ્રમેહને જરૂર આરામ કરે છે તેમજ વિર્યને વધારી કામ પ્રદિપ્ત કરે છે અગ્નિ વધારી નબળાઇને જડમૂળથી કાઢી શરીરમાં બળ અપૂર્વ લાવે છે.



# પ્રકરણ ૫ મું

આ પ્રકરણમાં જણાવેલી પદ્ધતિથી હાલ એક ઘણા વર્ષથી મારી દેખરેખ તળે ધર્માદા દવાખાનું ચાલે છે. તેમજ તે ઘણું લોકોપયોગી મનાયું છે. તેથી આ પદ્ધતિ ઘણા નવા થતા વૈદરાજોને દવાશાળા ખોલતી વખતે ઉપયોગી થાય, તેમજ ગામડાના સ્કુલ માસ્તરો તેમજ મુખીઓને પણ ઉપકારી થાય તેવા હેતુથી પુનરોક્તિ ઘણા ઓષધોની થવા છતા સગવડતા ખાતર લખવામા આવેલ છે. દરેક દવા હજારો દરદીઓને પંદર વર્ષથી અપાય છે. ને તે પૂર્ણ પણે નિર્ભય નિવડી છે ઘણા વૈદરાજોએ શાસ્ત્રોનો અભ્યાસ કર્યો છે પણ દવાશાળામાં જે અનુભવ કર્યો હોતો નથી. તો પોતે ધંધાની નવી શરૂઆત કરતી વખતે થોડા ખર્ચે ને થોડી મહેનતનું કામ ઘણું ખર્ચ તથા ઘણી મહેનત કરતા છતાં નિષ્ફળ નીવડે છે ને નાહક ખર્ચના બોજામાં ઉતરી જવાના દાખલા મારા અનુભવમાં આવેલા છે. કારણ કે શાસ્ત્રોમા એક રોગ ઉપર અનેક દવા લખી હોય પણ પોતાના અનુભવમાં આવેલી એક પણ ચીજ નહીં હોવાથી સર્વે બનાવવા જાય ને મુઝવણ ઉભી થાય છે. આ સર્વે કારણોનો વિચાર કરી આ પ્રકરણ લખવામા આવ્યું છે. ને તે શરૂઆતના ધંધાદારીને જરૂર ઉપયોગી થશે એમ અમારૂ માનવું છે. આટલું લખી આ પ્રકરણની શરૂઆત કરૂં છું.

## શીરોવ્યાધી

આધાશીશી—માથાના વેગ, માથાનો દુખાવો આ વિષયમાં આવે છે. માથાના ક્ષુદ્ર રોગો મલમના પ્રકરણમાં લીધા છે.

૧ ષડગ્રંથાદિલેપ—વજ, સુંઠ, મરી, તજ ખાંડી ભુકો કરી શીશીમાં ભરી રાખવો માથાના દુખાવામાં પા તોલો પાણીમાં વાટી ગરમ કરી કપાળે ચોપડવો.

૨ અમૃતબામ—વેસેલાઇન શેર ૦। પીંપરમેંટ ઓઇલનાં ટીપાં ૬૦ તજના તેલના ટીપા ૬૦ લવીંગના તેલનાં ટીપાં ૬૦ કેમ્ફરનાં ટીપાં ૬૦ મેળવી તઇયાર કરવો, માથાના વ્યાધીમાં કપાળ ઉપર લગાડવો.

૪ નસ્ય—ધાપાણુ ફુલાવેલો તોલા ૧૦ પોટાશ પરમેંગેનેશ તોલો ૧ બન્નેને ખરલમા લસોટી એક રસ થાય ત્યારે શીશીમાં ભરી રાખવો. માથાના વ્યાધીમાં ચપટી ભરી સુંઘાડવામાં વાપરીએ છીએ.

૫ પોટાશ બ્રોમાઇડ-કેમીસ્ટને ત્યાંથી તઇયાર લાવીએ છીએ ને માથાના સખ્ત દુખાવામાં કોઇ વખત જરૂર જણાય છે તો ૫ થી ૩૦ ગ્રેન સુધી આપીએ છીએ પણ તેનો ઉપયોગ સતત કરતા નથી.

એસપીરીન-આપણા અંગ્રેજી દવાવાળાને ત્યાંથી લાવીએ છીએ એ બહુ ઓછું વાપરીએ છીએ પણ જ્યાં દરદી ઘણી જ ઉતાવળ કરી ગભરાતો હોય છે ને તેનું હૃદય નબળુ હોતુ નથી તો ૫ થી ૧૦ ગ્રેન પાણી સાથે માથાના સખ્ત દુખાવામાં અગર શરીરની બીજી કોઇ પણ પીડામાં આપીએ છીએ.

૭ ચુનો નવસાર—કળીચુનાના અને નવસારના ગાંગડા લાવી મજબુત બુચવાળી બાટલીમાં ભરીએ છીએ ને માથાના દુખાવામાં મુરછામાં બેભાન વાળી સ્થિતિમા સુંઘાડવાનો ઉપયોગ કરીએ છીએ.

૮ શ્વાસ કુઠારરસ-છાતીના દરદોમા આની બનાવટ આવનાર

છે તે જોઇ લેવી. જ્યાં તંદ્રા જણાય ત્યાં સુંઘાડવો તેથી તંદ્રા ઉડી જાય છે. તથા માથાનો દુઃખાવો હલકો પડે છે.

૯ **સીલાનસ્ય**—મનમીલ અને વજ સમાન ભાગે લઇ બંન્ને કરતાં ચાથે ભાગે લસણની કળીઓ લઇ ઘુંટાવવું. સુકાયા બાદ શીશીમા ભરી રાખવું જવરને લઇ માથાનો સખ્ત દુખાવામાં તથા એ શુદ્ધિમાં–આધાશીશીમા સુંઘાડવાથી ચમત્કારીક અસર કરે છે.

૧૦ **જાતિફ્લાદી ચુર્ણ**—જાયફળ,લવીંગ,એલચી તમાલપત્ર, તજ નાગકેશર, કપુર, સુખડ, કાળાતલ, વંશલોચન, તગર, આંબળાં, તાલીસપત્ર; લીંડીપીંપર, હરડે,કલાંજીજીરૂં, ચિત્રો, સુંઠ વાવડીંગ, મરી, આ બધા સરખે ભાગે લઇ ચૂર્ણ કરવું, તમામ ચુર્ણ જેટલી ભાંગ નાખવી ને બધા ચૂર્ણ જેટલી સાકર નાખી તઈયાર કરવું. આ ચુર્ણ તોલો ૦ા થી ૦ાા તોલો મધમા આપવાથી સંગ્રહણી, ઉધરસ શ્વાસ, અરૂચિ, ક્ષય, વાત, શ્લેષ્મ, અને આધાશીશીમા ઘણો ફાયદો કરે છે.

## નેત્રરોગના ઉપાય

૧ **નેત્રબિંદુ**—ફટકડી ફુલાવેલ રૂા. ૧ ભાર, ટાંકાનું અગર વરસાદનું પાણી રૂા. ૧૦ ભાર મેળવી હલાવી સ્ટોરપર બુચની બાટલીમાં ભરવું આખની લાલાશમા દિવસમા બે વખત ટીપાં નાંખવામાં આવે છે.

**નયના મૃત**--સમુદ્રફીણ શેર ૧ા એલચી તોલા ૨ાા; બરાસ તોલા ૨ા ચીનકબાલા તોલા ૨ાા મરીના ધોળાદાણા ૩૦, લાલ ફટકડી ફુલાવેલ તોલો ૦ા ઘણુંજ મર્દન કરવું. સીસીની સળીથી સુરમાની પેઠે આંજવાથી વેલ ફુલું–પડળ તથા આંખના ઘણા રોગમાં સારૂં કામ કરે છે.

**બિડાલક લેપ**—રસવંતી રૂા. ૧ ભાર; લીંબુનો રસ રૂા. ૧ ભાર ફુલાવેલ ફટકડી તોલો ૦ાા;અફીણ બે આની ભાર; સાકર તોલા ૦ાા સર્વે એકરસ કરી શીશી ભરવી. આંખ ઉપર માર લાગ્યો હોય ત્યારે લોહી ચડ્યું હોય ત્યારે સોજો હોય ત્યારે આંખના બહારના ભાગમાં ફરતું ચોપડવું.

૪ **બિડાલક લેપ નં.૨**—સુંઠ, વજ હળદર અને ત્રણે કરતાં સોળમો ભાગ ફટકડી નાંખી આખનાં પોપચાં ઉપરપાણીમાં લસોટી ભીના સુકું લગાડવા આપીએ છીએ તો આખ દુઃખવા આવી હોય, સોજો ચડી આવ્યો હોય છે. પ્રકાશમા આખ ઉઘડતી ન હોય અને આખમાં કળતર બહુ થતા હોય તે વખતે જલદી આરામ આવી જાય છે.

૫ સીલવર નાઈટ્રેટ--૧૦ ગ્રેન દવાને એક ઔંસ પાણીમા મેળવી શીશી કાળી ભરી રાખીએ છીએ દુઃખતી આંખમાં ટીપા પાડીએ છીએ. આંખના દરદ પ્રમાણે ઉપરના માપમાં ફેરફાર પણ કરીએ છીએ. તેથી આંખને સત્વર ફાયદો થાય છે. લોહી ચડ્યું હોય છે ત્યા જલદી અસર કરે છે.

ઝીંક **બોરીક એસીડ**—ઝીંક સલ્ફ બે ગ્રેન બોરીક એસીડ ૧૦ ગ્રેન પાણીમાં રૂા. ૨ાા ભારમાં નાખી બાટલીમા ભરી મુકવું. દુઃખતી આંખમાં અગર આંખમા કાંઇ વાગેલ હોય છે તે વખતે ટીપાં નાંખવામાં આવે છે. સારૂં કામ કરે છે.

**હાઈડ્રાર્જીરી પર કલોરાઈડ**--દવા ૧ એક ગ્રેન પાણી ૨૦ ઔંસ મેળવી શીશી ભરવી આ દવા ઝેરી છે. બહુ કાળજી રાખવી આ દવાના ટીપા આખમાં નીચેની સ્થિતિવાળા દરદીને નાખીએ છીએ ને ઘણુ સારૂં કામ કરે છે. પ્રમેહ; ચાદી વાળા દરદીને આખ આવે છે તેમાં ઉપયોગ થાય છે.

## મુખપાક

**મુખનું મંજન**—હીરા દખણુ; ચીનકબાલા એલચી; હીમજી હરડે ફુલાવેલ; ફટકડી સફેદ; કાથો, શંખજીરૂ, કલઇ સફેતો કપુર આ આ બધું સમાન ભાગ લઇ તે બધા બરાબર સોનાગેરૂ મેળવવો. આ દવામાંથી બે આનીભાર લઇ જીભ ઉપર ભભરાવી જીભ આખા મોંમા ફેરવવી પછી મો ગળતું મુકવું લાલ નીકળતી બંધ થાય છે. એટલે સારા પાણીના કોગળા કરી નાખવા તેથી મોં આવેલ હોય તેમાં ઘણો સારો ફાયદો થાય છે,

૨ **સુહાગો**--ફુલાવેલ પાંટીઆ ટંકણને પાવલીભાર મધમાં મેળવીને મોમાં ચોપડવા આપીએ છીએ ને પછી ઉપર પ્રમાણે જ મોં છુટું મુકાવી સારા પાણીથી કોગળા કરાવીએ છીએ તેથી મુખ-પાકમાં સારો ફાયદો જણાય છે. પાણીમાં નાખી કોગળા પણ કરવા આપીએ છીએ.

૩ **ફટકડી ફુલાવેલ**--ઉપર પ્રમાણેજ વાપરીએ છીએ.

૪ **ગ્લેસ્રાઇન**—બજારમાં તઇયાર મળે છે તે લાવી મોંમાં ચોપડીએ છીએ, ને પાણીમા નાખી કોગળા પણ કરાય છે.

**ટેનીક અસીડ**—ગ્લેસરાઇનમા મેળવી તઈયાર રાખીએ છીએ ને મોમાં સળી ઉપર રૂ લગાડી ચોપડીએ છીએ તેથી પણ સારી અસર થાય છે.

**તપખીર**—તપખીર બજારમા ધોળા આટા જેવી આવે છે તેનો ભાવ શેરના ચાર આના હોય છે. ગાંધીને ત્યાં મળે છે તે લાવી બાળકોના મુખપાકમાં તે મોઢામા ભભુરાવી બાળકને ઉંધું સુ-વાડવાથી ગરમી બધી મોંમાથી નીકળી જાય છે મોટા માણસને પણ ભભરાવાય છે.

૭ **પોટાશ પરમેંગેનેશ**—અગ્રેજી દવા વાળાને ત્યાં તઇયાર મળે છે તે લાવી શેર પાણીમાં બે વાલ નાંખી તે પાણીના કોગળા કરવાથી મુખપાકમાં બહુ સારી અસર કરે છે.

૮ **પોટાશ ક્લોરાઈડ**—મુખપાકમાં ઉપર પ્રમાણે કોગળા કરવા આપી શકાય છે ને તે પણ બહુ સારો ફાયદો કરે છે.

આંતરડાના બિગાડથી મોં આવે છે તેમા ઉપરના ઉપાય ઠીક છે પણ આતરડા સુધારવાની દવા કરવાની ખાસ જરૂર છે.

## નસકોરી ફુટવી

૧ **આવળકંટી ચુર્ણ**—આંબળાં લાવી ખાંડી કપડછાણ કરી પાણીમા તોલા ૨ એ વાટી તાળવા ઉપર થેપલી કરી મુકવાથી લોહી બંધ થાય છે.

૨ **નવસારનાં પોતાં**—નવસાર સળીવાળો લાવી તેને પાણીમાં રાંધવો તે રાંધવાની રીત એવી છે કે શેર એક નવસારમાં પાણી રૂા. ૫ ભાર નાંખી ચુલે ચડાવવું ને લાકડીથી હલાવવું, હલાવતાં પાણી બળી ગયેલું જણાય ત્યારે નીચે ઉતારી લાકડીથી હલાવવું જો પાણી લાગે તો ફરી અગ્નિ ઉપર મુકી હલાવવું નીચે ઉતારી હલાવવાથી ભુકો લોટ જેવો થઇ જાય તો રંધાયો એમ માનવું.

આ રાંધેલા નવસારમાથી પાવલીભાર લઇ અચ્છેર પાણીમાં નાંખી તે પાણીમા લુગડાના કકડા બોળી માથે પોતાં મુકવા તેથી લોહી આવતું બંધ થાય છે.

૩ માથે બરફ મુકવા ભલામણ કરે છે.

૪ **ગ્લેસરાઈન અને ટેનીક એસીડનું પ્રવાહી**—રૂા. ૦। ભાર ટેનીક એસીડ તથા એક તોલો ગ્લેસરાઇન મેળવી રાખીએ

છીએ ને તેનું ટીપું નાકમાં નાંખીએ છીએ તેથી ફાયદો થાય છે.

૫ **સૌરાષ્ટ બિંદુ**—આંખના વિષયમા પ્રથમ જ નેત્રબિંદુ લખેલ છે તેનું નાકમાં ટીપું નાંખવામા આવે છે તેથી પણ લોહી બંધ થાય છે.

**દાડમકળી રસ**—દાડમના ફુલ તથા અંદર જરા ટંકણ મેળવી તેને વાટી જરા રસ કાઢી ટીપા નાંખવાથી પણ ફાયદો થાય છે

## ગળગંડ (ગળાની ગાંઠો)

૧ **દોષધ્નલેપ**--સાટોડી, દેવદાર, સુંઠ, સરસવ, અને સરગવાની છાલને ખાડી કપડછાણ કરેલો પાવડર છાશમા વાટી ચોપડવો પણ તે ગાંડમા બળતરા થતી હોય તો દશાંગ ચોપડવો.

૨ દશાગલેપ—સરસડાની છાલ, જેઠીમધ તગર રતાજળી જટામાસી, લોદર, દરૂહળદર, કઠ, વાળો, ખાડી વસ્ત્રગાળ ચુર્ણ કરવું. બળતરાવાળા ગડમા સોજામા ઝેરી જાનવરના કરડના સોજામા પાણી અગર ગુલાબજળમાં વાટી ચોપડવાથી ફાયદો થાય છે.

**અમૃત લેપ**—શેશગુંદર, એરંજી, સીંદુર, ગુગળ, ખાડી ચાળી શીશી ભરવી તેમાંથી રૂા. ૦। થી ૦॥ ભાર લઈ પાણીમા વાટી લેપ કરવો તેથી ગડ બેસી જાય છે.

**ટીંચર આયોડીન**--ગાઠ ઉપર તથા સોજા ઉપર લગાડવામાં આવે છે. દાદરને પણ અમે ચોપડી જોએલ છે તેથી તેમા ઘણોજ ફાયદો જણાયો છે.

૫ **એરંજી જંગાલ પટી**--એરંજી શેર ૦। જંગાલ કકડો તોલો ૦। બન્ને વાટી કપડછાણ કરી તેમાથી પાવલીભાર લઇ તેલનો કરમો દઇ હથેળીમા ગાંજો મસળે છે તેમ મસળવું જેમ જેમ મસ-

જશો તેમ તેમ નરમ થતું જશે પછી કપડા ઉપર લગાડી પટી મારવી આથી બધું ઝેર નીકળી જાય છે અર્થાત પુષ્કળ પાણી ઝરે છે.

૬ **મરી કંથારનું મૂળ**--પાણીમા ઘસી ગાંઠ ઉપર ચોપડવાથી બેસી જાય છે. અગર ફોડી નાખે છે બાળકના પહાડીઆ રતવામાં ઘસારો પાણી સાથે પાવાથી પણ આરામ આવે છે. મરી, કંથારના પાદડાંની લુબદી કરી મુકવાથી નાસુરને મટાડે છે.

**રાતો મલમ**-વિલાયતી ગમપલાસના મલમની લાકડી આવે છે તે લાવી તેના ઉપરનો કાગળ ધોઇ સાફ કરી નાખવો પછી તે મલમ પાશેર હોય તો ઉંચી જાતનો સિંદુર નવટાક લેવો પછી આપણા હાથે તલનું તેલ ચોપડતા જવું ને મલમને ફીણુતા જવું. બધો સિંદુર સમી જાય ત્યા સુધી ઉપર પ્રમાણે કરવું પછી તે મલમ ડબામા ભરી દેવો, છાતીમા દુખાવો, પાસળાની શુળ રહી ગયેલ હોય તથા ગમે તેવી ગાંઠો વેરી નાખે અગર ફાડી નાખે છે માત્ર પટી મારવાથી જ.

## કર્ણરોગ

૧ **ગ્લેસરાઇન**—વિલાયતી દવા વેચનારાઓને ત્યાં મળે છે તઇયાર લાવવુ કાનના પાકમાં આ દવા નાખી ઉપર સમુદ્રફીણુ વાટી તેનો પાઉડર ભભરાવવો તેથી કાનમા પરૂ આવતું બંધ થાય છે ને કાનના પાકમા રૂઝ આવે છે.

૨ **સરસીયું તેલ**—શીશીમા ચોખ્ખુ ભરી રાખવું કાનના બધા રોગમા આ તેલનાં ટીપા નાંખવાથી ઘણો ફાયદો થાય છે. અમેતો કાનના તમામ રોગમાં આ દવાના ટીપાં નાખીએ છીએ.

૩ **અર્ક પત્ર તેલ**--આકડાનાં પાન રૂ. ૨॥ ભાર કડવીસીં--

સોડી રૂ. ૨॥ ભાર, ગંધીલો વજ રૂ. ૨॥ ભાર, ટંકણ રૂ. ૦॥ભાર, મોરથુથુ રૂ. ૦॥ ભાર કરંજનાં બી રૂ. ૨॥ ભાર કપુર ૦। તોલો કપુર સિવાય બાકીની બધી ચીજ પાણીમાં વાટી લુગદી કરવી પછી તલના તેલ શેર ૦॥ માં લુગદી મુકી ખુબ ફકાવવું પછી ગળી નાખવું તેમાં કપુર તોલો ૦। અંદર નાખી દેવું કાનની ગમે તેવી પીડા આ તેલથી મટે છે તેલનાં ટીપાં બે ત્રણ નાંખવાં.

૪ સુહાગો-ફુલાવેલ ટંકણ ભભરાવવાથી કાનના પાકમાં રૂઝ આવે છે.

પોટાશ પરમેગેનેટ પાશેર પાણીમાં બે ગ્રેન નાખી તે પાણીની પીચકારીથી કાન ધોવામા આવે છે તેથી અંદર જંતુ પડતા નથી. તેમજ પાકમાં પણ આરામ થાય છે.

કારબોલીક એસીડ તથા ગ્લેસરાઇન તઇયાર રાખીએ છીએ. તેનાથી કાન પીચકારી વતી ધોઇએ છીએ. ને ઉપર ફુલાવેલ ફટકડી ભભરાવવામા આવે છે.

૭ સુંઠ, સિંધવ, હીંગ સમાન ભાગ લઇ મધમાં ટીકડીઓ બનાવી તેને સરસીયા તેલમાં તળવી તળાઇ રહ્યા પછી ટીકડીઓ કાઢી નાંખી તેલ શીશીમા ભરી રાખવું તેના કાનમા ટીપાં નાખવાથી શુળ ચસકા વિગેરેની પીડા શાન્ત થાય છે.

## ફેફસાનો વરમ

૧ **ટરપેનટાઇન**—બજારમાં તૈયાર દવાવાળાને ત્યાં મળે છે. તે લાવી પાશેરમાં એક રૂપીઆભાર કપુર મેળવી છાતી ઉપર ચોપડવા આપવામાં આવે છે. તેથી દરદીને તાત્કાળીક અસર સારી કરેછે.

૨ **અમૃતધારા**—અજમાનાં ફુલ તોલા ૨ કપુર તોલા ૪

બન્ને ભેગાં મેળવી તડકે મુકવાથી પ્રવાહી બને છે તેમાંથી બે ત્રણ ટીપાં રૂપિઆભાર તેલમા નાખી છાતી ઉપર ચોળવા આપવું તેથી ગભરામણ શાંત થાય છે.

૩ લેપ—સુંઠ, હીંગ, ગુગળ, અળશીનો ભુકો, બધુ સાથે મેળવવું તેમાથી રૂા. ૦ાા ભાર લઈ પાણીમા વાટી છાતી પર પટી મારવાથી છાતીમાં શળ–ગભરામણ દુઃખાવો વિગેરે મટાડે છે.

૪ રાતો મલમ—જેની બનાવટ ગળગંડ (ગળાની ગાંઠો) ના વિષયમા આવેલ છે તેની છાતી ઉપર પટી મારવી, ઉપર પોસનાં ડોડાં નાંખી ગરમ પાણી કરવું તેનો શેક કરવાથી છાતીનો ગમે તેવો દુઃખાવો પાસળાની શુળ છાતીની ગભરામણ ને સોજો નરમ પાડે છે.

૫ શૃંગભસ્મ—સાબારશીંગાના કકડા કરી એરંડીયા તેલમા બોળી ખુલા મેદાનમા છાણા ઉપર નીચે મુકી અગ્નિથી ફુંકવા તદ્દન ધોળા થઇ જશે પછી ખાંડી ચાળી તેને ભોરીંગણીના રસમાં અથવા આકડાના પાનના રસમા વાટી થેપલીઓ કરી આકડાના પાનમાં વીંટી ઉપર દોરો બાંધી પછી ઉપર પ્રમાણે અગ્નિમાં ફુંકવાથી ઉત્તમ ભસ્મ થાય છે તેમાંથી શૃંગભસ્મ વાલ ૧ તથા રાઘેલો નવસાર વાલ ૧ મધમાં આપવાથી ઘણો ફાયદો થાય છે. નવસાર રાંધવાની રીત નસકોરીના વિષયમા આપવામાં આવી છે.

## છાતીનાં દરદો

### (દમ, ઉધરસ, ક્ષય, રક્તપિત્ત, ઉરૂક્ષત, હૃદયરોગ વગેરે)

૧ દરદમ રસ—હીંગળોક વાટી ખુબ ઝીણો કરવો ને શીશી ભરી રાખવી એ કરવાથી એ ક્વાથ મધ અને આદુના રસમાં આપવો પીંપર અને મધમાં પણ આપવામાં આવે છે. ફુદીનો લીલો મળે તો

તેના રસમાં પણ આપીએ છીએ. મધ, આદુનો રસ, પીંપર ફુદીનાનો રસ માત્ર અનુપાન જેટલાં લેવાનાં હોય છે આ દવાથી દમ તુરત બેસી જાય છે તથા વાયુ ગમે તેવું ચડ્યું હોય તોપણ ઉપરના અનુ-પાન સાથે આપવાથી ફાયદો થાય છે.

**સીતોપલાદી ચુર્ણ**:—સાકર ૧૬ ભાગ, વાસકપુર. ૮ ભાગ, લીંડીપીંપર ૪ ભાગ, એલચી ૨ ભ ગ, તજ ૧ ભાગ ખાડી ચાળી શીશી ભરવી; ક્ષયમા, ઉધરસમા, દમમા, લોહી છાતીમાથી પડતું હોય ત્યારે પડખામાં શુળ આવે છે ત્યારે અથવા જ્યાં જ્યાં પિત્તશામક દવાની જરૂર હોય છે ત્યાં બે આની ભારથી પાવલી ભાર મધ અગર ઘી સાથે આપવામાં આવે છે.

**કૃષ્ણક્ષાર**:—ધંતુરાનાં જીંડવાં [ ફળ ] વડાગરૂં મીઠું, અજમો ત્રણે સમાન ભાગ લેવાં, જીંડવા લીલાં ખાંડી અંદર અજમો ને મીઠું ખાડીને મેળવવું પછી એક માટીના વાસણમા ભરી મોઢું બંધ કરી છાણની અંદર મુકી ઉપર બીજાં છાણા નાંખી સળગાવી દેવું તેથી અદરની બધી વસ્તુ બળીને કોયલા જેવી થઇ જશે તેને વાટી કપડે ચાળી શીશી ભરવી. તેમાથી વાલ, ૧ થી ૪ મધમા આપવાથી દમ, ઉધરસ, અને કફના વ્યાધિમાં ઘણુ સારૂં કામ કરે છે.

૪ શ્વાસ કુઠાર રસ:—આદુના રસમા શુદ્ધ કરેલો મનસીલ તોલો એક વછનાગ તોલો એક પારા ગંધકની કજલી તોલા બે, ટંકણ તોલો એક, કાળા મરી તોલા સાત, સુંઠ તોલા ત્રણ, લીંડી-પીંપર તોલા ત્રણ આ બધાનું ચૂર્ણ કરી પછી ખલમાં નાખી પાણી સાથે એક બે દિવસ ઘુંટવુ ત્યાર બાદ બબ્બે રતીની ગોળી કરવી. દમ, સન્નિપાત જ્વર, વિષમજ્વરમા ગોળી એક આદુનો રસ પાવલી ભાર તથા મધ પાવલી ભાર સાથે આપવાથી ફાયદો થાય છે.

**યવક્ષાર**:—અમે જે વાપરીએ છીએ તે મીલો, જીન, વિગેરેમાં જે બોયલર હોય છે તેમા અંદર પાણીને લઇ એક જાત । ક્ષાર બાઝે છે ને કોઇ એનજીનીયર ને મળી માગી લેવો. તે ક્ષાર, ઉધ્રસ કફનો જમાવટ વાગી હોય ત્યા કફ ત્રોડવામા આબાદ કામ કરે છે. તથા મૂત્ર રોધમા પણ વાલ ૧ આપવાથી પેસાબને એકદમ છુટો કરે છે.

૬ **વાતગજ કેસરી**:—લીંડીપીંપર લાવીને દરરોજ ચાર ઝ કલાક ઘુંટીએ છીએ તેવી રીતે ચારેક દિવસ કરી પછી શીશીમાં ભરી રાખીએ છીએ તેમાથી વાલ. ૧ થી ૨ મધમા વાત-શકિત અગ્નિમાદ્યમા યોજના કરવામા આવે છે.

૭ **વસાકાદિ ચુર્ણ**:—અરડુસાના પાંદડા શેર. ૫ લાવી તેની વચલી નસો કાઢી નાખી તે પાતરાને અર્ધોમણ પાણીમા નાખી ચુલે ચડાવવા પછી તેમા સંચળ તોલા ૨૦ વીશ સિંધવ તોલા ૨૦ વીશ, જવખાર તોલા ૧૦ દસ, સચોરો તોલા ૧૦ દશ, ખાંડીને નાંખવાં પાતરાં રંધાઇ જાય તે પાણી બળી જાય ત્યારે સુકવી ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરી શીશી ભરી રાખવી-માપ અર્ધાંથી એક વાલ. મધમા, નાગરવેલના પાનમા ઘીમા, અગર છેવટે પાણીમા આપવાથી ગમે તેવા પ્રકારની ઉધરસમા તથા દમમા પણ સારૂં કામ કરે છે.

૮ **અભ્રખ ભસ્મ**:--કાળો વજ્ર ભ્રખ ગાધીને ત્યાથી લાવી, બાવન તોલા લેવો પછી તેને અગ્નિમા ખુબ તપાવવો લાલ ચોળ થાય એટલે ગાયના દુધ શેર. ૫ પાચમા ઠારવો. પછી દુધમાથી કાઢી ચોખ્ખા પાણીથી ધોઇ નાખવો. ત્યાર બાદ તાદળજાની ભાજી નો રસ શેર ૨ાા લઇ તેમાં અભ્રખ આઠ દિવસ પલાળી રાખવો. ત્યાર બાદ એક મોટા તપેલાને મોઢે ઉનનો ધાબળાનો એક છેડો બાંધવો ને તપેલામાં પાણી ભરવું. ડાગર તથા અભ્રખ બન્ને ભેગાં

લેના જવું તે તપેલા ઉપર બાંધેલો ધાબળો પાણીમાં બુડતો રહે તેમ રાખી શીખંડની પેઠે છણતા જવું. ડાંગરનાં ફોતરા કરતાં ડાંગરથી અમને તો સહેલ પડે છે ને જલદી અભ્રખ તપેલાના પાણીમા ગળી નીચે જાય છે. પછી તપેલાનું પાણી આછરવા દઈ નીતારી નાંખવું ને નીચે રહે તે અભ્રખનો લોટ તે ધાન્યાભ્રખ થયો જાણવો. પછી તે અભ્રખને લઈ થોડા ગામૂત્રમા એક દિવસ ઘુટવો ને માવા જેવો થાય ત્યારે રૂપિઆ જેવડી ટીકડીઓ કરવી, છાયામા સુકવવી. સુકાયા-બાદ એક હાથ ઉંડો અને એક હાથ પહોળો ખાડો ખોદવો ( ગજ-પુટ ) તેમા અર્ધા છાણા ભરી ઉપરની અભ્રખની ટીકડીઓ રામપાત્રમાં ભરી ઉપર બીજું રામપાત્ર ઢાકી સંપુટ કરી રામપાત્રની સાંધે માટીથી પુરી કપડ મટી કરી સૂકાયે ઉપરના ખાડામાં મુકવું ને ઉપર બીજાં છાણાં ખાડો ભરાય તેટલા ગોઠવવા ને અગ્નિ મુકી સળગાવી દેવું તે તદન ટડુ થયા પછી કાઢવું બીજે દિવસે પાછો ગૌમૂત્રનો પટ દેવો આવી રીતે ચાર ગૌમુત્રના, ચાર આકડાના દુધ અગર તેના પાનના રસના, એક ત્રિફળાના ઉકાળાનો, એક અરડુસીના રસનો એક કુંવારપાઠાના રસનો એક અંઘેડાના રસનો, એક ગાયના દુધનો એક છેવટ વડની વડવાઇનો આ પ્રમાણે દરેક વખતે પુટ આપી ઘુંટી થેપલીઓ કરી રામપાત્રમા મુકી ગજપુટ અગ્નિ આપવો.છેવટ ખરલમા બે દિવસ ઘુંટી શીશીમાં ભરી રાખવો.

ગુણઃ—કૌવત આપનાર છે. લોહ ભસ્મની સાથે વધારે ગુણ કરે છે. નબળાઈ, કમ કૌવતી=જીર્ણ જ્વર-સંગ્રહણી, જીર્ણ ખાંસી, ક્ષયમાં અરડુસીના રસમા રતી રતી ભાર બન્ને સાથે ( લોહ સાથે ) આપવાથી ઘણો ગુણ આપે છે. ધાતુ ક્ષીણતા, કળતર-માથાનો દુખાવો, કમરની પીડા-શરીરમા બેચેની, મુત્ર વ્યાધીમાં પણ સારૂં કામ કરે

છે. રોગના તીક્ષ્ણ રૂપમાં અભ્રખ ભસ્મ આપવા કરતાં જરા નરમ પડયા પછી આપવાથી ઘણું કામ કરે છે. તેની બીજી બનાવટો આ રીતે આપીએ છીએ. શકિતમાં સોનાના વરક સાથે-પ્રમેહ અને મુત્ર રોગ ઉપર મધ અને પીંપર સાથે-ક્ષયમા સોનાના વરક રતી. ૧ સાથે અજીર્ણમાં ગાયના દુધ અને સાકર સાથે. ખાસ શકિતમાં નીચેની ચીજો મેળવવામાં આવે છે. જાવંત્રી, જાયફળ, બરાસ, સમદર શોષના બી; સોનાનો વરક. બંગ ભસ્મ. અભ્રખ ભસ્મ તમામ સમાન ભાગ લઇ પાનના રસમા ઘુંટી મગ પ્રમાણે ગોળી કરી દરરોજ સવાર બપોર, અને સાંજ એકેક ગોળી લઇને ઉપર સાકર નાખી કઢેલુ દુધ શેર. ૦ાા તથા એલચી દાણા બે ચાર નાખી પાવું. આથી નપુસકતા. (પંઢત્વ ) અથવા ક્ષીણ થયેલો પુરૂષ સારો અવસ્ય થાય છે.

૯ **હીરાબોળની ગોળીઓઃ**—જેઠીમધ તોલો ૧, લીંડીપીંપર તોલો ૧, હીરાબોળ તોલો ૧, કડવી બદામ મળે તો છોલેલી તો ૧ાા વાટી ગુંદરના પાણીથી વાલ એકની ગોળી કરવી સવાર, સાજ ૩થી ૪ ગોળી સવારે તેમ સાજે લેવાથી કફવાળી ખાંસીમા આરામ આવે છે.

**કથવટીઃ**—(૧૦) કાથો તોલા. ૧૫ ખેરસાર તોલા ૨ાા; ભીમસેની કપુર દશ આની ભાર, કસ્તુરી તોલો ૦ા એલાયચી તો. ૪ લવીંગ તોલો. ૧ જાયફળ તોલો એક, ચણોઠીના પાન તોલા. ૫ જેઠીમધ તોલા. પાા અનીકબાલાં તોલા. ૨ાા, સુખડનું તેલ તોલો. ૦ા બધું મેળવી ગુલાબજળમા ગોળી જારના દાણાજેવડી વાળવી ઉરૂક્ષત યક્ષ્માાામા ઉધરસમાં, મુખ પાકમાં ગોળી મોમાં રાખવાથી ઘણો સારો ફાયદો થાય છે. દિવસમાં દશથી બાર ગોળી વાપરી શકાય છે. આ ગોળી રાજ દરબારો પાનમાં ખાય છે. ને બહુ મોઘી કિંમતે વેચાય છે આ પાઠ ગુપ્ત હતો છતા ઉદાર ચરિત બંધુ શ્રી રાજય

વૈદ ગોવિંદજી ઇશ્વરભાઇ જસકાવાળાએ ખુશીથી આપ્યો છે.

**શૃંગ ભસ્મ**--[૧૧] આની બનાવટ કેફસાના વરમના વિષયમા જુઓ. શુળ, ઉધરસ, છાતીમા કફનો ભરાવો, છાતીમા પાક થવો, તેમા વાલ, ૧ થી ૨ મધમા આપવાથી ફાયદો થાય છે. પાકને રૂઝવે છે.

**સુહાગો**:-- (૧૨) પાટીઓ ટંકણ લાવી તેને લોઢાની કડાઇમાં ફુલાવવો પછી શીશીમા ભરી રાખવો. મધમાં વાલ ૧થી ૨ આપવાથી ઉધરસ દબાવે છે ને કફને ગાળે છે.

**દ્રાક્ષાસવ**--(૧૩) દ્રાક્ષ લાવ મોટી શેર. ૫, પાણી મણ ૧ા સવા બન્ને મેળવી ખુબ ઉકાળવું તેમાથી પાણી ¼ ભાગ બાકી રહે ત્યારે તેમા ગોળ મણ ૦ાા નાખવો ત્યાર બાદ તજ, તમાલપત્ર, એલચી, નાગકેશર, રાણ, મરી. પીંપર, વાવડીંગ એ બધાં ચાર ચાર તોલા લઇ તેનું ચુર્ણ કરી અંદર નાખવું પછી એક માટીના વાસણમા ભરી મોઢું બંધ કરી એક માસ તડકે રાખવું પછી ગાળીને બરણીઓ ભરી રાખવી, ગુણ-પાચન શકિત વધારે છે. ઉધરસ, રાજ્યક્ષ્મા તથા નબળાઇમા આપવામા આવે છે. માપ બે તોલા સુધી એક વખત આપવો, દિવસમા બે વખત જમ્યા પછી આપવાથી સારૂં કામ કરે છે.

**સુવર્ણ વસંત**:-- સોનાના વરક તોલો. ૧, હીંગળોક તોલા. ૩ ખાપરીઓ તોલા ૮ મોતી તોલા ૨, ધોળાં મરી તોલા. ૪ હીંગળોક અને સોનાના વરક પ્રથમ એક દિવસ ઘુંટવા પછી ખાપરીઓ માટીના ભૂંગળા જેવો આવે છે તેને ગૌમુત્રમાં શુદ્ધ કરી ખાંડી ચાળીને નાંખવો ને એક દિવસ ફરી ઘુંટવું ત્યાર બાદ ધોળાં મરી ખાંડી કપડછાણ કરી નાંખવાં ને ફરી એક દિવસ ઘુંટવું ત્યાર

બાદ મોતી ને ગુલાબજળમાં ઘુંટી બે દિવસ તે મેળવવાં પછી ભાખરીના લોટને મેણુ આપે છે. તેમ ગાયના માખણનું મુઠીયું વળે તેવું મોણુ આપવું પછી ચાર કલાક ઘુંટવું ત્યાર બાદ લીંબુનો રસ થોડો થોડો નાખતા જવું ને ઘુંટતા જવું અમે તો માખણુની ચીકાશ ઉડી જાય પછી પણ આઠ દસ દિવસ ઘુંટાવીએ છીએ ને તેથી વધારે ગુણ કરે છે પછી ગોળી, ટીકડી ગમે તે રૂપમાં વાળીએ છીએ.

ખાપરીઆની બાબતમા જુદા જુદા મત છે કોઇ જસત ભસ્મ વાપરે છે કોઇ કાળો ભુંગળા વાળો વાપરે છે પણ રાતાં ભુંગળાં માટીનાં અમે વાપરીએ છીએ ને તે જીર્ણજ્વર મટાડવામાં આ બાદ કામ કરે છે તો તેજ વાપરવા ભલામણ કરીએ છીએ. ગુણઃ-મધ અને પીંપરના અનુપાનથી રતી ૧ થી ૨ બે આપવાથી ક્ષય જેવા અસાધ્ય રોગમાં પણ ફાયદો કરે છે. તેમ મગજની નબળાઇ, છાતીના દરદો, જીર્ણ જ્વર. ધાતુ ક્ષય, કમ તાકાત. વિગેરેમાં આબાદ કામ કરે છે. વૃધ્ધાવસ્થાની નબળાઇમાં તથા નાજુક બાધાની સ્ત્રીઓની નબળાઇમા તેમજ ગળતા જતાં બાળકોના રોગમાં રતી. ૧ થી ૨ બે માખણ અને મધ સાથે આપવી.

**શિલાભ્રઃ**—ધ પાણુ ફુલાવેલો તો. ૧૦ દસ, તથા આદુના રસમાં શોધેલો મનસીલ તોલો ૧ એક ખુબ બેત્રણ દિવસ મર્દન કરી વાલ ૧ સુધી મધમાં આપવાથી જ્વર સાથે ઉધરસ ગમે તેવી હોય તો તેમાં ઘણો ફાયદો કરે છે.

## ઉદરરોગ ( બંધકોષ )

**અમીરી જુલાબ—**૧ નેપાળાનાં બી કાઢી એક તોલો લઇ તેને એક મુઠી ઘઉં મેળવી માટીની ઠીબમાં શેકવું ઘઉં બળી કાળા

થઇ જાય એટલે નેપાળાનાં બી વીણી લેવાં ને ખરલમાં નાંખી તેમાં કાળાં મરી એક તોલો ઝીણા વાટી કપડે ચાળી નાંખવા તથા કાંકચાના ગોળા તોલો ૧ ખાંડી વસ્ત્રગાળ કરી નાખવા પછી તેને ખરલ કરવો જરૂર પડે તો બે ત્રણ ટીપાં પાણી નાખી ઘુંટી પછી મગ જેવડી ગોળી વાળવી, ગરમ પાણી સાથે જેટલી ગોળી આપીએ તેટલા ઝાડા થાય છે. વારણુ ખીચડી અને ઘી ખાવા આપવું.

**શિવાપાચન ક્ષાર**—૨ હીમેજ એક શેર ખાંડી કપડે ચાળી તેમા સોડા બાયકાર્બ શેર ૧ તથા હીંગાસ્ટ ચુર્ણ શેર ૧ નાખી ભેગુ કરી શીશો ભરી રાખવો, પેટમા દુખાવો, બંધકોષ અરૂચી અજીર્ણમાં તોલો ૦। થી ૦॥ ગરમ પાણી સાથે ફકાવવું.

**હિંગાષ્ટક ચુર્ણ**--૩ સુંઠ, મરી, પીંપર, હીંગ,શેકેલ અજમો, જીરૂ, સિંધવ શાહજીરૂં સમાનભાગ લઇ ખાંડી ચાળી ચુર્ણ કરવું અમે શાહજીરાને બદલે કોઇ વખત ધાણા નાખી જોયા છે. પાચન શકિત વધારે છે. સ્વાદીષ્ટ છે, દરેક જાણે છે. દરરોજ રૂચી પ્રમાણે ૦। થી ૦॥ તોલો લેવાય છે. અતિસાર, સંગ્રહણી પેટના દરદમાં એમને એમ અગર દહીં, ભાત, સાથે નાંખીને પણ ખવાય છે.

**સર્જીકા**--૪ સાજીનાં ફુલ [ સોડાબાઇ કાર્બ ] અંગ્રેજી દવા વેચવાવાળાને ત્યાથી તઇયાર લાવવા આ દવા નાના બાળકો તથા મોટાને ઝાડો પેશાબ સાફ લાવવા માટે વાલ ૧ થી ૪ સુધી આપી શકાય છે. હીમેજની સાથે તેનો યોગ ઠીક કામ કરે છે. હીમેજ ૦)≈ ભારથી પાવલી ભાર સુધી લેવી.

**મળશુદ્ધિ ચુર્ણ**-૫ હરડે રૂ. ૨ ભાર સોનામુખીનાં પાંદડાં રૂ.૨ ભાર રેવંચીનો શીરો રૂ. ૨ ભાર, સિંધવ રૂ. ૧ ભાર, સંચળ રૂ

ાા ભાર, મરી રૂ ાા ભાર,સુંઠ રૂા ાા ભાર. આ બધાનું વસ્ત્રગાળ ચુર્ણ કરી રાત્રીએ ૩ ત્રણ માસા ગરમ પાણી સાથે આપવું જુલાબ તરીકે ઘણું સારૂં કામ કરે છે.

**અભયાદિ મોદક**--નસોતર તોલા ૪ હરડે તોલા ૨ પીંપર તોલા ૨ સાકર તોલો એક ખાંડી ચુર્ણ કરવું અર્ધો તોલો ગરમી વાળા દરદીને આપવાથી જુલાબ સારો લાગી ગરમીમા ફાયદો કરે છે.

દારૂડીનાં **બી**--ગાંધીને ત્યાં મળે છે. બે આની ભાર બીઆં વાટી તેમા બે આનીભાર સોડા બાઇ કાર્બ મેળવી આપવાથી ગમે તેવો પેટનો દુઃખાવો પેટ પીડ–આફરો, ચુંક તુરત મટે છે.

અમીરી જુલાબ નં. ૨ શુદ્ધ નેપાળાના બી તોલો ૧ એક કાથો તોલા ૨ બન્નેને ખુબ ઝીણાં ખલમા લસોટી પાણીમાં રતી ૧ ની ગોળી વાળવી માપ ૨ થી ૩ ગોળી ગળાવી દેવાથી જુલાબ ઘણો સરસ થાય છે ને બંધ કોષ છુટે છે. ખીચડીને ઘી દરેક જુલાબના અંતે આપવાં કોઇની શરીર તાસીરને લઈ જુલાબ ગમે તેવો લાગે તે દહીં સાકર છુટું, ભેગા કરી પાઇ દેવું તેથી આરામ તુરત આવી જાય છે. ગમે તેવો નેપાળાનો જુલાબ લાગ્યો હોય પણ સાકરનું પાણી અને કાથો જરા નાખી પાઇ દેવું તેથી બેચેની દૂર થાય છે.

## અતિસાર

### ( ગૃહિણી આમાતિસાર, કોલેરાના ઝાડા વિગેરે )

**૧ પંજરી** ચુર્ણ–૧ સુંઠ, વરીયાળી, મરડાશીંગી, ઈમેજ, સાકર આ સર્વે સમાન ભાગ લઇ ખાંડી વસ્ત્રગાળ ચુર્ણ કરવું ગમે તેવો મરડો હોય તેમાં આ ચુર્ણ છાશ અગર દહીં સાથે રૂા. ૦। ભારથી ાા ભાર આપવું.

૨ **સર્જરી**-(૨) રાળ સફેદ લાવી ખાંડી કપડે ચાળી તેમાં શેર એક રૂા. ૧ ભાર સોનાગેરૂ નાંખવો તેમાંથી બે આનીભાર લઇ તેમાં તેટલી જ ખાંડ અગર સાકર મેળવી દહીં રૂા. એકભાર સાથે આપવાથી આમાતિસાર, લોહીના ઝાડા વિગેરેમા અકસીર છે. આંતરડાના ક્ષત રૂઝવી નાખે છે.બાળકોને ઉમરના પ્રમાણમાં વાલ ૧ થી ૨ ખાંડસાથે મેળવી છાશ સંગાથે આપી શકાય છે. ને તેથી ગમે તેવા ઝાડા થતા હોય તે મટે છે.

૩ **આનંદ ભૈરવ**—હીંગળોક, વછનાગ, ટંકણ મરી, પીંપર સમાન ભાગે લઇ લીંબુના રસમા ઘુંટી મગ જેવડી ગોળી વાળવી. ૧ થી ૬ આદુના રસ અને મધમા આપવાથી ઝાડામા સારૂં કામ કરે છે પાચનશક્તિ પણ વધારે છે.

૬ **ધવટી**--વછનાગ, અફીણ બન્ને ચાર ચાર વાલ, લોહભસ્મ પાંચ રતી ને અબરખ ભસ્મ છ રતી આ બધાંને દુધમા ઘુટી મગ જેવડી ગોળીઓ વાળવી. બબે રતી સંગ્રહણીમા અપાય છે. આકાર કરભાદી શક્તિના પાઠમાં આપેલ છે તે પણ સંગ્રહણીમાં સારૂં કામ કરે છે.ખોરાકમાં દુધ આપવું.

૫ **અમૃતચુર્ણ**-ઇંદ્રજવ, નાગરમોથ, બીલી, લોદર, મોચરસ, ધાવડીનાં ફુલ સમભાગ ખાંડી ચુર્ણ કરવું. અતિસારમાં અર્ધો તોલો દહીં સાથે આપવું.

૬ **રામબાણ રસ**--પારદ ગંધકની કજલી કરી તોલારબા. વછનાગ તોલો ૧, લવીંગ તો. ૧ કાળાં મરીતો. ૧, જાયફળ તો. ૦॥, આ બધાને આંબળાના રસમાં ઘુંટી રતી રતી ભારની ગોળી કરવી લીલાં આંબળા ન મળે તો સુકાનો ઉકાળો કરી લેવો. આ ગોળી

રતી એક સંગ્રહણીમાં આપવાથી સારો ફાયદો થાય છે. ખોરાકમાં દહીં. છાશ, દુધ, પપૈયું, દાડમનો રસ, શેરડીનો રસ, શંતરાનો રસ દરદી અનાજ વિના રહી નજ શકે તો રાઇ અને ઘીથી વઘારેલો ભાત થોડો આપવો.

**જવરઘ્ન ભૈરવ** રસ-હીંગલોક, કોરીની ભસ્મ, ટંકણખાર, વછનાગ, ધંતુરાનાં બી, મરી, અફીણ, ગાજો એ સર્વે સમભાગે લઇ બારીક વાટી આદુના રસનો એક પટ તથા એક લીંબુના રસનો પટ આપવો ખુબ મર્દન બે ત્રણ દિવસ કરવું. પછી રતી ૧ એકના માપથી ગોળીઓ વાળવી. ત્રીકટુના ચુર્ણ બે આની ભાર સાથે, સવાર બપોર અને સાંજ એકેક ગોળી મધ મેળવી આપવાથી તાવ ઉધરસ, ક્ષય, ત્રિદોષ, દમ, શુળ, ચસકા માથાનું દુખવું વિગેરેમાં સ રૂ કામ કરેછે. સંગ્રહણીની તો આ ખાસ દવા છે ને તેમાં સંપૂર્ણ આરામ કરે છે ખોરાક ઉપર રામબાણ રસમા જણાવેલ છે તે પ્રમાણે આપવો.

૭ **કાળી ભુકી**--બાટલી ઉપરના જે બુચ આવે છે તે બાળીને રાખ કરવા તેનાથી બે વાલ દહીં સાથે આપવાથી લોહી અને પરૂનો ભયંકર ઝાડા અને મરડો મટે છે.

૮ **કપુરલવીંગાદીવટી**--મરી તોલા ૫, લવીંગ તોલા ૫ સુંઠ તો. ૫ હીંગ તોલા ૨ાા કપુર તોલા ૨ાા. સંચળ તોલા ૬ લસણ તોલા ૫. લસણને એક દિવસ છાશમા પલાળી પછી ચોખા પાણીથી ધોઇ નાંખી ખરલમાં નાખી લસોટી નાખવું ખુબ ઝીણું મેદા જેવું થાય ત્યારે ઉપરની ચીજો ખાંડી કપડે ચાળી અંદર મેળવી દેવી ને પાછું એક દિવસ ખુબ ઘુંટવું જરૂર પડે થોડું પાણી નાખવું પછી ગોળી ચણીબેર જેવડી વાળવી દરરોજ ગોળી ૧ થી

૪ આપવાથી ગમે તેવા ઝાડા-અતિસાર, કોલેરા, ગ્રહણી વિગેરેમાં આબાદ કામ કરે છે.

૯ **ગ્રહણી કપાટ રસ**—રસકપુર, સુખડ, સાકર, લવીંગ; કેશર, પારાની ભસ્મ અગર પારાગંધકની કજલી, તામ્રભસ્મ, લોહભસ્મ અભ્રખભસ્મ સરખે વજને લઇ ધંતુરાના પાનના રસમા મગ જેવડી ગોળી વાળવી ચાર ગોળી આખા દિવસમાં થઇને આપવી બીજી નીચે પ્રમાણેની વસ્તુઓના પડીકાં બે આપવાં, બીલીનો ગર્ભ, કડાછાલ, ટંકણખાર, ઇંદ્રજવ કાસીસભસ્મ, કાળો સુરમો, બાવળના પરડા, ભાગ, કરીનાઇન મજીઠ, ગળોસત્વ આ બધું સમાન ભાગ લઇ ચુર્ણ કરવું તેમાથી બે આનીભાર લઇ ગોળી પ્રથમ ગળી જઇ ઉપર પડીકું ફકાવી દુધ પીવું. ગમે તેવી અસાધ્ય સંગ્રહણી હોય આતરડામા ક્ષત પડી ગયાં હોય તેમા પણ ફાયદો કરે છે. ખોરાકમાં માત્ર દુધ, દાડમનો રસ, પપૈયું, શેરડીનો રસ, નારંગીનો રસ આપવો.

## બાળરોગ

૧ **સર્જીકા**—સોડાબાઇકાર્બ તથા કંપીલો બન્ને સમાન ભાગ મેળવી તૈયાર રાખવું તેમાંથી વાલ ૧ થી બે બાળકને પાણી સાથે આપવાથી કૃમીનો નાશ થાય છે તથા ઝાડો પેશાબ સાફ આવે છે.

૧ **રક્તાંકુશ**—ફટકડી ફુલાવેલ તોલા ૪ નવસાર રાંધેલો તોલા ૨ કાળાં મરી તોલા ૨ સોનાગેરૂ તોલા ૨ ખાંડી કપડછાણ કરી શીશી ભરવી. મોટા માણસને એક વાલથી બે વાલ નાના બાળકને રતી ૧ થા ૨ ગોળના પાણી સાથે આપવી તમામ પ્રકારના તાવમાં અવશ્ય ફાયદો કરે છે.

૩ **બાલામૃત**--ધાપાણ ફુલાવેલો તોલા ૧૦ આમલસારો ગંધક તોલો ૧ ખાડી કપડછાણ કરી શીશી ભરવી ધાવણા બાળકને વાલ ૧ સુધી પાણી સાથે આપવાથી પાચન શક્તિ વધે છે ધાવણ પચે છે ને બાળક રૂષ્ટ પુષ્ટ થાય છે દસ્ત સાફ આવે છે.

૪ **બાળાગોળી**—કેશર, અફીણ, એળીઓ, દીકામાલી, ઇંદ્રજવ ફીરમાણી અજમો, ફણસ, ફાફડો, જાયફળ, જાવંત્રી, એલચી, કરીયાતું, હરડેદળ, વાવડીંગ વાપુંભા, કાચકાના ગોળા, સુવા, હીંગડો, સંચળ, બોળ, સર્વ સમાન ભાગ લાવી ખાડી ચાળી પાનના રસમા સરસવના દાણા જેવડી ગોળી વાળવી. ધાવણા બાળકને એકથી બે ગોળી ધાવણ સાથે આપવાથી ઝાડા, ઉલટી, કૃમી, તાવ, ખાસીમાં ઘણોજ ફાયદો થાય છે. રાત્રીએ આપવાથી બાળક આનંદથી ઉંઘે છે, ને આ ગોળીથી રૂષ્ટપુષ્ટ બાળક બને છે.

૫ શૃંગ્યાદી ચુર્ણ—અતિવિષની કળી, નાગરમોથ, કાકડાશીંગી, પીંપર ચારે વસ્તુ સમાન ભાગ લઇ ચુર્ણ કરવું કપડે ચાળી શીશીમા ભરવું. વાલ ૧ એક મધ સાથે આપવાથી તાવ, ખાંસી, ઉલટી વિગેરેમાં અપાય છે:

૬ બોદાર **વિરેચન**--બોદાર કાંકરો ત્રણભાગ-વરીયાળી ત્રણ ભાગ, ગંધક બે ભાગ, એલચી એકભાગ બધાને ખાંડી ચુર્ણ કરવું. એથી ત્રણ વાલ ગાયના દુધમાં આપવું. પેટના રોગમા ઘણું સારૂં છે.

૭ **વસંતમાલીની**—બે ભાગ શુદ્ધ ખાપરીઓ અને એક ભાગ ધોળાં મરી બન્નેનું ચુર્ણ કરી ગાયના માખણનો કરમો દઇ પછી ખુબ ઘુંટી લીંબુનો રસ નાખતા જવું એટલે ચીકાશ તુટી જશે પછી એક વાલની ગોળી કરવી. એક વાલ લીંડીપીંપર અને

મધ સાથે આપવાથી બાળકો ગળતાં બંધ થાય છે. મોટા માણસને પણ પ્રમેહ-જીર્ણજ્વર, સ્ત્રીઓના પ્રદરમાં ધાતુ ગળી જ્વર લોહી વાળો ઝાડો વિષમજ્વર કમ કોવતીમાં પસીનો બહુ વળતો હોય તેમા તેમ ક્ષયમાં પણ અપાય છે.

૮ **શીવાચુર્ણ**—હીમેજ લાવી એરંડીયામાં તળી ખાડી ભુકો કરી ભરી રાખવી દસ્તની કબજીઅતમાં વાલ ૧ થી ૨ નાના બાળકને આપવી મોટા માણસને પાવલી ભાર આપવી વા. ૧ વાવ-ડીંગનો ભુકો મેળવી કૃમિમાં પણ અપાય છે.

૯ **ભર્જીત**—તાવના વિષયમા આવશે ત્યાં બનાવટ જોવી સોડા બાઇકાર્બ સાથે વાલ ૧ થી બે આપવાથી પેટ સાફ થઇ તાવ ઉતરી જાય છે.

૧૦ **ભુટા ચુર્ણ**—મકાઇડોડામાંથી દાણા કાઢી લીધેલા પછી જે ભાગ રહે તેને બાળી રાખ કરવી ને તેમાથી વાલ ૧ થી ૨ છાશ અગર પાણી સાથે આપવાથી દાંત આવતાં બાળકોને જે ઝાડા થાય છે તેમાં આરામ થાય છે. મોટા માણસને પણ અતિસાર મટે છે; પ્રમાણ ડબલ આપવું.

૧૧ **કૃમીકુઠાર રસ**—કોલંબો, કપુર, વાવડીંગ, કેશર, દિકા-મારી, ઇંદ્રજવ, કડુ, ક્ષીરમાણી અજમો, ખોડી, અજમોદ, જાવંત્રી, સમભાગે (કેશર ૦। ભાગ) લઇ ગાળી ચણીબોર જેવડી બનાવવી. ગોળી ૧ થી ૪ આપવી. ગળપણ બંધ કરવું આ ગોળીથી કૃમિનો નાશ થાય છે. બે ત્રણ દિવસ દવા આપ્યા છતાં કૃમિ નીકળે નહી તો સાધારણ જુલાબ આપવાથી નીકળી પડશે.

## ધાતુ ક્ષીણતા

**૧ સુવર્ણ વસંત**—છાતીના દરદોના વિષયમાં આવી ગઇ છે અનુપાન માપ પણ ત્યા જોઇ લેવું.

**૨ આકરકરભાદિ**—અકલકરો, સુંઠ, ચણકબાલા, કેસર, લીંડીપીંપર, જાયફળ, લવીંગ, સુખડ એક કર્ષ તથા તેની સાથે એક પલ અફીણ મેળવવું આ ચુર્ણ મધ સાથે એક માશો ખાવાથી શુક્રનું સ્તંભન કરે છે રાત્રીએ લેવું.

**૩ વિષમુષ્ટીગુટીકા**—શુદ્ધ પારદ ગંધકની કજલી, શુદ્ધ વછનાગ, અજમો, ત્રિફળાં, સાજીખાર, જવખાર, સિંધાલુણ, ચિત્રકમુળ, જીરૂ, સંચળ, મીઠું, વાવડીંગ અને ત્રિકટુ એ બધી ચીજો લઇ તે બધાની બરાબર શુદ્ધ કરેલ ઝેરકોચલું લેવુ. તે બધાને લીંબુના રસમાં ઘુંટી બએ રતીની ગોળીઓ કરવી શકિત માટે તથા વાયુમા એકથી ચાર ગોળી આપવી.

**૪ સ્વલ્પ ચંદ્રોદય**—હીંગળોક તોલા ૧ ભાર લઇ તેને એક માટીની મજબુત ઠીબમાં મુકી અગ્ન ઉપર ચડાવી ધીમી ધીમી આચે લીંબુનો રસ શેર એક પાવો. આ રસ થઇ રહેવા આવે એટલે ડુંગળીનો રસ શેર ત્રણ પાવો શરૂ કરવો. આ રસ પી રહે એટલે નીચે ઉતારી લેવો ખાસ ધ્યાનમાં રાખવું કે થોડો પણ રસ હોય ત્યાજ ઉતારવું એકલા હીંગળાને જો રસ વિના અગ્ન લાગશે તો હીંગળોકમાથી પારો ઉડી જશે ને તેથી બરાબર કામ દવા કરી શકશે નહીં પછી ડુંગળી શેર એક લઇ તેને કચરી લુગદી કરી તેમાં તે રૂા. ૧૦ દસભારનો એક કકડો અથવા જો બે ત્રણ કકડા હોય તે અંદર વચમા ગોઠવી ઠીબમાં મુકી અગ્નિ ઉપર ચડાવવું. ડુંગળીનો

લોંદો બળી જવા આવે તેટલો સમય પકાવી પછી ઉતારી લેવો, ત્યાર બાદ ઝેરકોચલાં શેર ૧ એક, રાઇ શેર એક માલકાંકણી શેર એક ડુંગળી શેર એક ઘી શેર ૧ મધ શેર એક આ બધાને એકત્ર કરી તેની લુગદી બનાવી ઉપરનો હીંગળોક વચમાં મુકી તેને ઠીબમા મુકી ઉપર એક બંધ બેસતું વાસણ ઢાકી આઠ પ્રહરનો અગ્નિ આપવો જેથી હીંગળોક ઉત્તમ થાય છે તોલે તોલ ઉતરે છે. લાલ રંગ કાયમ રહે છે તેની માત્રા ૦ાા રતીથી વાલ ૧ પાનમા ખાય અને પરેજી પાળે તો સમસ્ત રોગોને દુર કરે છે અને ભુખ લગાડે છે તથા અનહદ શકિત વધારે છે તેમજ નપુંસક માણસ પુરૂષાતનમાં આવે છે. અનુભવસિધ્ધ છે.

**૫ સુવર્ણ બંગ**—પારા ગંધકની કજલી, બંગભસ્મ આ ત્રણે સમભાગે લઇ તે ત્રણેની બરોબર નવસાર લઇ તે બધાંને સાથે ઘુંટવાં ને પછી તે ભુકાને કાચની શીશીમા નાંખી વાલુકા યંત્રની અંદર પકવવો આથી જે ચીજ શીશીના ગળામા જામી તેનું નામ સુવર્ણબંગ, મુત્રરોગમાં મગજની પુષ્ટીમા ધાતુ પુષ્ટીમાં આખની ઠંડકમા આપે છે માપ ૧ થી બે વાલ મધમાં અગર ઘી સાકરમાં

**૬ મૃગાંક**—પારો તોલા ૬ કલઇ તોલા ૬, નવસાર તોલા ૪ ગંધક તોલા આઠ પ્રથમ કલઇને ગાળી તેમાં પારો મેળવવો પછી ખરલમાં નાખી તેમા નવસાર તથા ગંધક નાખી વાટવો તેથી વટાઇ જશે પછી અગન શીશીમાં મુકી વાલુકા યંત્રમા બાર પહોરનો અગ્નિ આપવો. ધુમાડો બંધ થાય એટલે શીશીને ઈંટનો બુચ મારી અગ્નિ આપવો. નીચે મૃગાંક, વચમાં લાલ મૃગાક, ગળે ક્ષાર, ત્રણ વસ્તુ બને છે. કાળો કારેડો નાંખી દેવો ક્ષાર જે નીકળે છે તે સુકી ખાંસીને લીલી બનાવે છે લાલ મૃગાંક ખાંસીથી તવાઇ ગયેલાને માખણ કે

દુધની સાથે આપવાથી શક્તિ તથા પુષ્ટી આપે છે. મૃગાંક મૂત્રરોગમાં આબાદ કામ કરે છે. માપ દરેકનું રતી ૧ થી બે.

**૭ બંગની પહેલી રીતઃ**—પાટની કલાઇ લાવી તેને લોઢાની કડાઇમાં નાંખી ઓગાળી તેને ગૌમુત્ર, છાશ,ત્રીફળાનો ક્વાથ ત્રણમાં ઠારી શુધ્ધ કરવી શુધ્ધ કરતા રસમાં ઠારતા ઉડે છે તો તે બાબત ધ્યાનમાં રાખવું. એકાદ વખત ગુરૂ પાસે જોઇ લેવું પછી પારેવાની ચરકમાં ભસ્મ બનાવવી તે એવી રીતે કે મોટા છાણા બે થપાવવાં પછી તેને ઘસી એક છાણા ઉપર પારે ાની ( કબુતર)ની હગાર પાથરી ઉપર શુધ્ધ કરેલ કલઇની ઝીણી ટીપીનાની કરચો કરવી તે પાથરવી. પ્રથમ કરચો ઉપર કબુતરની હગાર એમ થરેથર કરી ઉપર બીજું છાણું મુકી થોડા છાણામાં તે મુકી ફુંકી દેવુ.સ્વાગશીત થાય ત્યારે જોવું એટલે ભસ્મ થયેલી કરચું વીણી લેવી ને વાટી શીશી ભરવી કાચી રહી હોય તો તે ફરી મુકવી. મુત્ર રોગમાં પ્રમેહમા શક્તિમાં રતી. ૧ થી ૨ મધ અગર ઘી,સાકરમા અપાય છે.

**૮ બંગની બીજી રીતઃ**—કલઇપાટની પાંચ શેર લાવી લોખંડની તાવડીમાં મુકી નીચે સખ્ત તાપ આપવો ઓગળે એટલે એક ઇંચ જાડાઇની વડની મુળી લઇ તે વડે ઘુંટતા જવું ને તેમા થોડા થોડાં કડવા સરગવાનાં પાન નાખતાં જવા પાચ શેર કલઇમાં એક શેર પાંદડાં નાંખવાથી ભસ્મ થઇ જશે. પછી ન ભસ્મથી એક શેર આંબળાંનો ઉકાળો સોળ ગણા પાણીનો પચાવવો. પછી ચાર શેર ગૌમુત્ર પચાવવું, પછી એક શેર તલનું તેલ પચાવવું પછી તે ભસ્મથી અ-ઞણા તોલે ગેંદીના પાન લાવી પાણી છાંટયા વિના વાટવાં પછી તે લોંદામાં ઉપરની ભસ્મ મેળવી દેવી પછી કોથળાના કટકામાં બે આગળ

જાડો ભુકો પાથરી તેનો વીંટો કરી ઉપર કાથાની દોરી બાંધવી. પછી એક ઠીબમાં ત્રણ છાણા નીચે મુકી તે પર વીટાને ગોઠવી પાંચથી સાત છાણાં તેનાપર મુકી અગ્નિ આપવો એટલે કલઇની ભસ્મ ખીલી જશે બીજી વખત પણ મેંદીના પાતરામા ઉપર પ્રમાણે કરવું. શકિતમાં ઘણું સારૂં કામ કરે છે.

૯ **ગજવેલ ભસ્મ**—ગજવેલનો ભુકો લોઢાના વાટકામાં ખુબ ગરમ કરી લાલચોળ થાય એટલે છાશ, તેલ; ગૌમુત્ર કળથીનો કવાથ ત્રીફળાનો કવાથ, એમ અનુક્રમે ઠારવું પછી તેને ખાડી ઝીણો ભુકો કરવો તેમા બારમા ભાગે હીંગળોક નાખી કુંવારના રસમાં ઘુંટી થેપલીઓ કરી સરાવ સંપુટ કરી ગજપુટ અંગ્નિ આપવો. આવી રીતે સાત વખત કરવું આઠમી વખત હીંગળોક નાખવો નહીં પછી વાટી ભસ્મ શીશીમા ભરવી હીંગળોક નાખ્યા સિવાય પણ લોહ ભસ્મ બને છે. દરેક રોગમાં લોહ વાપરી શકાય છે. રકત શોધક અને પૌષ્ટીક ગુણ છે; શકિતમા આબાદ કામ કરે છે. પીંપર તથા અબ્રખ સાથે રતી ૧ થી બે દરરોજ મધમાં આપી શકાય છે.

૧૦ **મલગુટીકાઃ**—એક ભાગ સોમલ છ ભાગ કાળા મરી વાટી પાણીમાં ઘુટી બાજરીના દાણા જેવડી ગોળી કરવી. શકિતમાં એક ગોળી દુધ સાથે આપવી. વાતરકત તથા ઉંદરના ઝેરમાં આપવી. ખોરાકમા દુધ ભાત રોટલી,ઘી,સાકરનો શીરો ખવરાવવો ગોળી સવાર સાંજ એકેક આપવી.

૧૧ **અમૃત ચુર્ણ**:—એખરો, તો. ૪ ગોખરૂ, તો. ૪ શતાવરી, તો. ૪ કૌચાં, તો. ૪ કાળી મુસળી તો. ૪ ધોળા મુસળી, તો. ૪ મોચરસ, તો. ૨ નાગકેશર, તો. ૨ જેઠીમધ, તો. ૨ જાવંત્રી, તો. ૧

સુંઠ તો. ૨ લવીંગ તો. ૧ આ બધાને ખાંડી ચુર્ણ કરી તે બધાના બરાબર સાકર મેળવી. ગાયના દુધ સાથે સાકર એલાયચી નાંખી સવાર, સાંજ મળી એક તોલો ચુર્ણ દુધમા ઉકાળીને પીવું. શકિત આવે છે ને ધાતુ બંધાય છે.

**૧૨ શકિતની ગોળી:**—વછનાગ તોલો ૦॥ કાળાં મરી તોલો ૧ સુંઠ તો. ૧ પીંપર તો.૧ જાયફળ તોલો. ૧ જાવત્રી તો.૧ કેશર તોલો. ૧ અકલકરો તોલો. ૧ તજ તોલો: ૧ ઇસબધ તોલો. ૧ ગોખરૂ તોલો. ૧ કૌચાં તોલો ૧ તમાલપત્ર તોલો. ૧ લવીંગ તો. ૧ એલચી તો. ૧ ફુલાવેલ ટંકણખાર તોલો. ૧ ધોળી મુસળી તો.૧ કાળી મુસળી તોલો ૧ સાકર તો. ૩ સાલમ તોલા ૩ આ સર્વે ખાંડી કપડછાણ કરી કસ્તુરી વા. ૪ ચાર મેળવી મધમાં ઘુટી ગોળી ચણા જેવડી વાળવી, સવારમા ગોળી એક આપવી ઉપર અર્ધો શેર દુધ ગરમ કરી સાકર નાખી પાવું ખટાશ ખાવી નહિં ગળપણમાં સાકર ખાવી. શક્તિમાં આ ગોળી બહુ સારી છે.

**૧૩ પ્રવાલ ભસ્મ**—પ્રવાલની ડાંખળી શેર એક લાવી બશેર ગૌમુત્રમાં ઉકાળવી પછી ડોડીના વેલા લીલા લાવી તેને ખાંડી પછી તેમા પ્રવાલની ડાંખળી મેળવી લાડવા વાળવા, ને તે લાડવા ઉપર માટી વાળાં કપડાં કરી એક બે વીંટવાં ને સુકાયા બાદ તેને ગજ પુટ ભઠ્ઠીમાં મુકી ફુંકવા એટલે પ્રવાલ ફુલી ધોળા શંખ જેવી થઇ જશે તેને વીણી ખાંડી કપડે ચાળી શીશી ભરવી કુંવારમાં આકડાના દુધમાં ગાયના દુધમાં પણ ગૌમુત્રથી શુધ્ધ કરી ભસ્મ બનાવીએ છીએ શુધ્ધ કરી ગુલાબજળમાં ઘુટીને પણ ભસ્મ બનાવીએ છીએ શક્તિમાં સ્રી પુરૂષો બન્નેને ઘી સાકરમાં આપીએ છીએ સ્ત્રીઓના

પ્રદરમાં તથા મગજના વ્યાધીમાં પણ સારૂં કામ કરેછે. માત્રા વા. ½ થી ૨ આપવામા આવે છે.

## છર્દી ( ઉલટી )

૧ છર્દીરીપુ:—

કપુર કાચલી લાવી ખાંડી કપડે ચાળી પાણીમા લસોટી ગોળી ચણીબોર જેવડી કરી ઉલટીમા ૧૦ થી ૧૨ આખા દિવસમા આ-પીએ છીએ કામ સારૂં કરે છે ને નિર્ભય છે.

૨ છર્દીઘ્નસ--લોબાનનાં ફુલ તઇયાર લાવીએ છીએ. ઉલટીમાં રતી ૨ થી ૪ સુધી કલાકે કલાકે આપીએ છીએ

**પેઇનકીલર**--તઇયાર લાવીએ છીએ ઉલટી, પેટપીડ વગેરેમાં જરૂર પડતા ટીપા ૫ થી ૧૦ સુધી આપીએ છીએ.

૪ **અમૃતબિંદુ**—આગળ આવી ગયેલ છે, ઉપર પ્રમાણે વાપરીએ છીએ.

**૫ એલચી સત્વ**—એલચી સફેતરી બાળી રાખ કરવી એક વાલ ઉલટીમા મધમા ચટાડીએ છીએ.

૭ સર્ગભાની ઉલટીમા ઝેરકોચલું ધીમાં લાલચોળ તળી પછી લાળ કાઢી નાખી બાકીનું ચુર્ણ વાલ ૧ થી ૧॥ આપવાથી તુરત આરામ આવે છે.

## સ્ત્રી રોગ

૧ **શ્વેતભસ્મ**--ધાપાણ એરંડીયામા એક દિવસ પલાળી પછી ફુંકી ધોવો ને સોનાગેરૂ શેર એકે રૂ. ૫ ભાર નાખી લુટી શીશી ભરી રાખવી, શ્વેતપ્રદરમાં તથા નબળાઇમાં આપવો. માપ બે આનાભાર સાકર સાથે આપવું.

૨ **સુવર્ણમાક્ષીક ભસ્મ**—બજારમાંથી માક્ષીક લાવી પાંચશેર ખાંડી દીવેલ એરંડીયામા કાલવી સંપુટમાં ભરી કપડમટી કરી ગજ-પુટ ખાડામાં દશ શેર અડાયા નાખી નીચે પાથરીને ઉપર પેલો સંપુટ મુકી તે ઉપર બીજાં પાચ શેર અડાયાં નાખી ભઠી સળગાવી અગ્નિ આપવો. સ્વાંગ શીતળ થયા પછી તેને કાઢી દીવેલમાં કાલવી કપડમટી કરી ફરી આંચ આપવી એવી રીતે ત્રણ પટ દીવેલના આપી પછી ખાટા દહીં અગર છાશમા મર્દન કરી તથા કલથીના ક્વાથમાં આમ સાત પુટ આપી ભઠી આપવાથી સારી ભસ્મ તૈયાર થાય છે. છાતીના દરદો પ્રદરમાં ગરમીમા વીસફુટકમા શકિતમા કામ કરે છે. પાંડુમા શુતિકામાં પણ આપવામા આવે છે. માતા વાલ ૧ થી બે મધમાં.

૩ **ગર્ભપ ળની ગોળી**—હીરાકસી, હીંગબોર, એળીઓ, ત્રણે સમાન ભાગ મેળવી ચણીબોર જેવડી ગોળી કરવી દરરોજ ચાર થી ૭ ગોળી ગળાવવાથી ૠતુ સંબંધી દોષો દુર કરે છે.

૪ **પ્રદરવટી**—શીલા રસ ઉંચો આવે છે તે, કોકમનું તેલ આવળનાં પાન, માયાં, હીગકશી, ભાંગનાં બી સમાન ભાગે લઇ ગોળી બોર જેવડી વાળવી. શીલારસને બદલે કડાયો ગુંદર પણ નાખી શકાય છે. જુના રૂમા વીંટી ત્રણ કલાક ગુપ્ત ભાગમાં રાખવ. આપ-વાથી પ્રદરની ફરિયાદ દુર થાય છે.

૫ **અ રસપહ ણ**--આરસપહાણના કકડા લાવી ખાંડી કપડે ચાળી અંદર થોડો સોનાગેરૂ મેળવવો વાલ ૧ થી ૨ ઘી સાકર સાથે આપવાથી રકત પ્રદર લોહીવા મટે છે.

૬ **અશોકારિષ્ટ** અશોકની છાલ શેર ૫ લાવી તેને પાણી

મણ એમાં ઉકાળી શેર ૧૦ રહે ત્યારે તેમા ધાવડીનાં ફુલ તો. ૪ આંબાનો મોર તો. ૪ લોદર તો. ૪ ઓથમી જીરૂં તો. ૪ તજ તો. ૨ તમાલપત્ર તો. ૨ એલચી તોલા ૨ નાગકેશર તો, ૨ મધ શેર ૨॥ નાંખી એક માસ માટીના વાસણમાં ભરી તડકે મુકી રાખવું પછી ગળી ઉપયોગ કરવો સ્ત્રીઓના પ્રદર રોગ માટે રામબાણ ઉપાય છે. ગર્ભાશયના તમામ દરદો સુધારી ગર્ભ ધારણ કરવા લાયક સ્ત્રીને બનાવે છે. માત્રા તોલો ૧ થી ૨ મધને બદલે ગ્લસરાઇન પણ નાંખી શકાય છે.

૭ **સુવાવડની ૫ડી**—રાસ્ના,દેવદાર ઇંદ્રવરણું, દારૂહળદર, અતિવિષ, પીંપરીમુળ, ચિત્રો, ભારંગમુળ, હળદર.કડુ, પુષ્કરમુળ, નગોડ, ખુરાસાની અજમો, ઉપલેટ, સુવાદાણા, ગોખરૂ, હરડે, બ્રાહ્મી અરડુસો કાંટાશેળીઓ, ગળો, મોથ, જવાસો, અરણી, સાટોડી, પહાડમુળ, બળદાણા, રેણુકબીજ, વરધારો, કલાર, નસોતર, સુંઠ, અરણીમુળ, સૌરાષ્ટ્રિ ઉપલસરી, શતાવરી, કરિઆતું, પીપર, વાળો, ત્રાયમાણ, ભોરીગણી, હીંગોતરી ગરમાળો વાવડીંગ, લીમછાલ, પટોળ, ઇંદ્રજવ, લસણ ગુગળ, પ્રસારણી બધી ચીજો અર્ધો અર્ધો તોલો ખાંડી ચઉદ પડીકાં કરવા. સુવાવડના પ્રસંગમા અગર સુવાવડ પછી મધ પાવલી ભાર નાખી પાવાથી તાવ, ઝાડા, ઉલટી સોજા, કેડપાક, છાતીની ગભરામણનાં દરદોમા ઘણો ફાયદો થાય છે. પાણી પ્રથમ શેર ૧ એક થી બશેર સુધી વધારવું પણ દસભારથી વધારે પીવામાં રાખવું નહિ ઉકાળો હાડલીમાં કરવો ને દરરોજનો ઉકાળો કાઢી નાખવો નહી અંદર બીજો નવો નાંખતા જવો ને જુનો પણ રહેવા દેવો.

૮ **મૂષકહગારચુર્ણ**—ઉંદરની લીંડીનું ચુર્ણ કરી રાખવું તેમાથી

સાત લીંડી જેટલું સાકર સાથે ફકાવવું ઉપર પાશેર દુધ પીવું, લોહીવામાં (રકત પ્રદરમા ઘણું સારૂં કામ કરે છે) સાકર તથા દુધ જો આપવામાં નહીં આવે તો પેટ ચઢશે.

૭ **સૌરાષ્ટ** પડી--ફુલાવેલ ફટકડી વાલ ાા **થી ૧ સાકર સાથે** ખાવામાં **આપવાથી** પ્રદરમાં સારૂં કામ કરે છે તેમજ વા. ૧ ની પોટલી યોનીમા રખાવવી અગર પીચકારી પાણીમા નાંખી આપવાથી પ્રદરમા સારો ફાયદો થાય છે.

૮ **મણીરસ**—હાથીદાંતને ભુકો લાવી થોડું ઘી નાંખી શેકી નાંખવો ગોળીઓ સાત વાળવી દરરોજ વાટી ચાળી તેમાંથી તોલા ૫ લઇ તેમા થોડું ઘી નાંખી ગોળીઓ સાત વાળવી દરરોજ એક ગોળી શીરા સાથે ખવરાવવી ખાવામાં સાકરને શીરો ખવરાવવો. રોટલી ઘી સાકર પણ ખવાય બાકી બધી પરેજી પાળવી.

૯ **પ્રદરરસ**—સો વરસની જુની ઇંટ લાવી ખાંડી કપડે ચાળી તેમાં ઇંટને ભુકો શેર ા ધાવડીના ફુલ તોલો ૧ ફુલાવેલી ફટકડી તોલો ૧ નાખી ચુર્ણ કરવું દરરોજ બે આનીભાર સાકર સાથે ફકાવવું એટલે શ્વેત પ્રદર બંધ થાય છે. ખોરાકમા તેલ, મરચા, ગોળ, હીંગ, વાલ, દવા ચાલે તેટલા દિવસ બંધ કરવાં દવા તદ્દન નિર્ભયછે.

## વાતરોગ

**પથ્યાદિ** ગુગળઃ--ગુગળ મણ અર્ધો, હરડેદળ શેર ૧૦ બહેડાં દળ શેર. ૧૫, આંબળા શેર. ૧૦ ગળો શેર. ૧૦ એ સર્વેને એકઠું કરી સોળ મણ પાણીમાં ઉકાળી અર્ધુ પાણી બળી જાય ત્યારે નીચે ઉતારી કપડા વતી ગાળી પછી હરડેદળ શેર. ૧ાા બહેડાંદળ શેર. ૧ાા આંબળાં શેર. ૧ાા સુંઠ શેર. ાા પીંપર શેર. ાા વાવ-

ડીંગ શેર ૦ાા, નસોતર શેર. ૦ા નેપાળો શેર ૦ા ગળો શેર ૦ાા એ સર્વે વસાણાં ખાડી સોળ ગણા પાણીમાં ઉકાળી ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે કપડેથી ગાળી બેઉ ઉકાળા ભેગા કરી લોખંડ ના વાસણમાં કાઢી ખુબ ઉકાળવું. ઉકાળતા પાક જેવું ઘાટું થાય ત્યારે ઉતારી લેવું. ઠંડૂ થયા પછી નરમ જણાયતો તડકે સુકવવું પછી ઘીનો જરા હાથ દઇ પાપડનો લોટ ખાંડે તેમ ખૂબ ખાડી ચણીબોર જેવડી ગોળી વાળવી. એ ગોળી બબે ત્રણ વખત દિવસમાં આપવી તેથી તમામ જાતના વાયુ, ચામડીના માસનો અગર હાડકાના માસનો ગમે તેવો રડો થયો હોય તો તે, ગુલ્મ, સોજા. પાડુ કમળો, પ્રમેહ અગ્નિમંદ, મળબંધ, કફ વિગેરે તમામ રોગમા ફાયદો કરે છે. કેટલાક રોગમા તુરત અને કેટલાકમાં છ બાર માસ ખાવી પડે છે.

૧ **ભીલામાની ગોળીઃ**—ભીલામાં તોલા. ૮ ગોળ તોલા ૫; પીંપરીમૂળ તોલો. ૧, પીપર તોલો. ૧, અકલકરો તોલો. ૧ સુંઠ તોલો. ૧ માનકાકચી તોલો. ૧ એ સર્વેને વાટી ગોળમાં ગોળી ચણી બોર જેવડી કરવી. એક અથવા બે ગોળી સવાર સાંજ ખવડાવવી તેલ તથા તેલના ભજીઆ બનાવી ખવરાવવા ઘી, દુધ, ગળપણની સખ્ત પરેજી રખાવવી. જેટલુ તેલ વધારે ખાશે તેટલું વધારે ફાયદો થશે. સંધીવા, લકવાનો રામબાણ ઇલાજ છે. ગળપણુ કે ઘી, દુધ, ખાશે તો સારૂં નહીં થાય તે નકી સમજવું.

૩ **કીશોર ગુગળ**—હરડાં, બહેડાં, આમળા, ગળો એ ચાર વસ્તુ પાચ પાચ શેર લઇ ખાડી લોખંડના કડાયામાં આઠ મણ પાણી મુકી ઉકાળવુ બે મણ પાણી રહે ત્યારે ગુગળ શેર. ૫ પાંચ એક દિવસ પાણીમાં પલાળી રાખી મુકેલા હોય તેને ઉકાળી ગળી

લેવો પાણી ગુગળ ગળી શકાય તેટલુંજ પલાળવામાં નાંખવું ને માત્ર સહજ ઉકાળીને ગળવાનું છે પછી બન્ને પાણી ભેગાં કરી ફરી ઉકાળવા, તેમાં હરડા, બહેડા, આમળાં, ગળો એ દશ દશ તોલા અને સુંઠ, મરી, પીંપર પાચ પાંચ તોલા, વાવડીંગ આઠ તોલા. દાંતી મુળ ચાર તોલા. નસોત્તર ચાર તોલા, એ સર્વે ખાંડી વસ્ત્ર ગાળ ચુર્ણ કરી પાકમા મળવી આગળ બતાવેલી ગોળી પ્રમાણે ચણીબોર જેવડી ગોળી વાળવી. લઘુમંજીસ્ટાદિ ક્વાથ સાથે આપવી.

**લઘુમંજીસ્ટાદિ ક્વાથ** મજીઠ,ત્રિફળા,કડુ, વજ,દારૂહળદર, ગળો અને લીંમડાની છાલને ખાંડી ભુકો કરવો–માત્રા તોલા. ૨ નો સોળ ગણા પાણીમા ક્વાથ કરવો તેની સાથે બબે ગોળી ત્રણ વખત આપવી. ગુણ–વાયુના, ગરમીના, ઘણા રોગને મટાડે છે. માથાના રોગ, ઝામર, માથાનું શુળ, માથાને હાથ અડાડી ન શકાતો હોય તેવા રોગો ઉપદંશ, રકતવિકાર, વિસ્ફોટક, પામા, (ખસ) વિગેરેમા ઉપરના ક્વાથ સાથે આપવી.

**૪ વાત ઉપર ચોળવાનો મલમ**––કપુર તોલા ૫ વિલાયતી આવે છે તે ચોખ્ખું ટરપેનટાઇન તોલા. ૨૦. બારસોપ ૧ પીળો સાબુ તોલો લઇ. પ્રથમ કપુર ઝીણો વાટી તેમા સાબુ મેળવી પછી ટરપેન્ટાઇન નાખી ઘુટવું એટલે કપુર મળી જશે. આ મલમ પેટ ઉપર પડખામા, અથવા જ્યા શુળ આવતું હોય ત્યા ચોળાવવાથી ઘણો ફાયદો થાય છે.

**૫ માલકાંકણીનું તેલ**––પુંવાડીઆના બી, અશાળીઓ, રાઇ, સરસવ, માલકાંકણી, તલ, કોપરૂં સમ ભાગે લઇ વીશ શેર વજન કરવું તેમા કોપરા સિવાય બાકીના જુદાં જુદાં ખાંડવા પછી પાણીમાં

નાંખી ઉપર ટોપરા નંખાવી તેલ કઢાવવું આ તેલ, વાયુથી અકડાઈ ગયેલાં, રહી ગયેલાં, ખેચાઈ ગયેલા, કમરમાંથી પાગળાં થયેલાંને મસળવા આપવાથી ફાયદો થાય છે.

૬ નારાયણ તેલ –આસન, કાંસકીનાં મુળ, બીલીનાં છોડાં, પહાડ મુળ ભોંયરીંગણીના મુળ, ગોખરૂ, અળબીજ, લીંબડાની છાલ, અર્જુન છોડા, સાટોડી, લજામણી છીંણીનાં મુળ, એક એક શેર લઈ થોડા ખાંડી આઠ મણ પાણીમાં ઉકાળી ચોથો ભાગ રહે ત્યારે ગળી લઈ તલનું તેલ પાચશેર નાખી ચુલે ચડાવવું પછી સતાવરી શેર. ૫ ખાંડીને બે મણ પાણીમા એક દિવસ પલાળી બીજે દિવસ ઉકાળી દશ શેર પાણી રહે ત્યારે પ્રથમના ઉકાળાનું પાણી બાળી તેલ બાકી રહે એટલે શતાવરીનો ઉકાળો નાંખવો. ત્યારપછી થોડા વજ, એલચી સુખડ, કાળો છડ; વજ કાવલી, જટામાસી,સિંધવ, આસન, કાસકીનાં મુળ ગરના, વરીયાળી, દેવદાર, તગર, દરેક આઠ આઠ તોલા ખાંડી વસ્ત્રગાળ કરી દશ શેર દુધમા મેળવી રાખવું જ્યારે સતાવરી નો કાળો બળી જાય ત્યારે દુધવાળો કલ્ક નાંખવો પછી દુધનો માવો થઇ જાય ને તેલ છુટું પડે ત્યારે નીચે ઉતારી ગળી લેવું પણ આથી તેલ ઘણું ઓછું ઉતરે છે. પણ પાણી જો થોડું ઉમેરવામાં આવે છે તો તેલ ઉપર તરી આવે છે. ને તેને તેલ તથા પાણી જુદા લઇ પાણી બાળી નાંખવામાં આવે છે. તો તેલ વધારે રહે છે. ગુણ–દુધ અગર ગરમ પાણી કી સાથે અર્ધો તોલો પાવાથી મેદ, વૃદ્ધિ ઉપર અંડ વૃદ્ધિમા માથાના દુઃખાવામા, યોનિ શુળમા, પીડાતા તાવમા, યોનિ માર્ગમા સોજો હોય તો તેમા પુમડા મુકવામા–વાત વ્યાધી–કર્ણ રોગમાં તથા ક્ષયમા શરીરે માલેસ કરવામા ઘણું સારૂં કામ કરે છે, બગડવા જેવુ થાય તો ફરી ગરમ કરી ગળી લેવું.

(૭) **રાસ્નાદિકવાથ**—રાસ્ના બે ભાગ, ધમાસો, બળદાણાનુ મુળ એરંડમુળ, દેવદાર, ષડકચુરો ધોડાવજ અરડુસી સુંઠ હરડે ચવક નાગરમોથ સાટોડીનું મુળ, વરધારો, વરીયાળી, ગોખરૂ, આસન, અતિવિષ, ગરમાળાનો ગોળ,સતાવરી, લીંડીપીંપર,કાટાશેળીઓ,ધાણા, ઉભીરીંગણી, બેઠીરીંગણી ખાંડી તૈયાર કરવો. **અજમાદિચુર્ણ** અગર ગુગળ સાથે બે તોલાનો કવાથ આપવાથી વાતરોગમા ફાયદો થાયછે.

૮ **પીળો ખરડ**—રેવંચીનો શીરો એક શેર તથા શેરી લોબાન શેર ૧ એ બેઉ ખાંડી વસ્ત્રગાળ કરી પાણીમાં વાટી ગરમ કરી દુખતા સાંધા તથા ફુલતા સાંધા ઉપર ચોપડવાથી ઘણો ફાયદો થાય છે.

૯ **સમ ગજ કેસરી તેલ**—આકડાના પાનનો એરંડાના પાનનો અરણીના પાનનો,ધંતુરાના પાનનો કડવા સરગવાની છાલનો પરબોળીયાના પાનનો ઝાલના પાનનો, ખુરસાણી થોરની પીળી ડાડલીનો(પુટપાકથી) કાઢેલરસ આ આઠ વનસ્પતિ નો રસ પાચ પાચ તોલા લઇ લસણ લીલાનોરસ તોલા ૪ ચાર લેવો સરસીંયું તેલ શેર ૪ ચાર લેવું પ્રથમ સરસીયું તેલ લોઢાની કડાઇમા નાખી ઉપર જણાવેલ સર્વ રસ એકત્ર કરી તે રસમાથી થોડે થોડે નાંખતા જવું ને અગ્નિ ઉપર કડાઇ મુકી પકાવતા જવું પછી કાયફળ માલકાકણી ચણોઠી, વછનાગ, મોરપીંછ,ઝેરકચોરો, સરસવ, સિંધવ કપુર, અફીણ રાઈ સર્વ દરેક બબે તોલા ને અફીણ તોલો. ૦ાા હીમોરાની મીંજ તોલા ૫ કરંજ મીંજ તોલા ૫નું ચુર્ણ કરી થોડું થોડું નાખી તેલ પકાવી તઇયાર થયે કુચો કાઢી નાખી તે તેલની અંદર ચોખી ચરબી અથવા પેટ્રોલ અથવા યુકેલીપટસ ઓઇલ શેર ૦ાા અર્ધો મેળવવું ચરબી મળે તો બે તોલા બસ થશે. વાયુથી અંગ જકડાઇ અકડાઇ

ગયું હોય તો સાંધામાં સોજો હોય અને અસહ્ય વેદના થતી હોય. કળતર થતી હોય રગ બંધાઇ ગઇ હોય તો થોડું વસણુમાં કાઢી ગરમ કરી માલીસ કરવું ને કુચા હોય તે દુખતા સાંધા ઉપર મુકી પાટો બાંધી ઉપર શેક કરવો પરશેવો વળે એટલે બંધ કરવો.

**સંધિવા**--પક્ષવધ, ગૃધ્રસી નાડીબંધમાં ઘણુંજ અકસીર છે. આ દવા સાથે ખાવાની દવા વાપરવી.

૧૦ **વિશાલાવટી**—ઇંદ્રવારૂણીનું ચુર્ણ કરી તેમાં થોડો જવાસીર મેળવી ગોળી ચણીબોર જેવડી કરવી. સવાર સાંજ અકેક આપવાથી શકિત હીન થયેલાં અવયવોને કૌવત મળે છે અને આ ગોળી દમમા પણ સારૂં કામ કરે છે. અર્ધાંગ, પક્ષાઘાત, સાંધગત વાયુ માટે ખાસ વાપરવી.

૧૧ **તેલ**--આકડાનો ઉકાળો કરી તેમા તલનું તેલ નાંખી કકડાવી ને તેલ ચોળવાથી પક્ષાઘાતનાં દરદોમાં ઘણો ફાયદો કરે છે.

૧૨ **અજમોદાદિ ચુર્ણ**—નંબર સાતમા જણાવેલ છે તેની બનાવટ અજમો, વાવડીંગ સિંધવ, દેવદાર, ચિત્રો, પીંપરીમુળ, ચરીયાળી લીંડીપીંપર, મરી અકેક તોલો, હરડે તોલા. ૫, વરધારો તોલા ૧૦, સુંઠ તોલા ૧૦, ખાડી વસ્ત્રગાળ ચુર્ણ કરવું રાસ્નાદી કવાથ સાથે ૦। તોલો આપવાથી વાત રોગમાં ફાયદો કરે છે.

૧૩ **વાતગોળી**--લસણ ચારોલી, માલકાંકણી સમભાગે લેઇ ચુર્ણ કરવું તેમા બમણો ગુગળ મેળવી તોલો ૦। થી ૦॥ આપવાથી દરેક વાત વ્યાધીમા ફાયદો કરે છે.

૧૪ **ભૂજંગવટી**—જટામાશી તોલા ૦॥ માલકાંકણી તોલા ૦॥; કીર્દમાન તોલા ૦॥; મરી તોલા ૦॥; સુંઠ તોલા ૦॥; કપુર

તોલા ૫; હીંગ તોલા ૦ાા; ગોળમાં ગોળી ચણીબોર જેવડી કરવી. આપ ૧ થી ૪ આપવાથી ચિતભ્રમ ઉન્માદવાયુ ઉદાવર્ત વિગેરે દરેક વાત વ્યાધિમાં વાપરવી કોલેરામાં આબાદ છે.

## ક્ષુદ્રરોગ

( ખસ, ખરજવું, દાદર-ગરમીના ફોલ્લા, ફોડા ચાંદી વિ. )

૧ આંબાહળદર, કાળીજીરી બારીક વાટી ઘીમાં મેળવી ચોપડવાથી ખસ મટે છે. લુખસમાં પાણીમા વાટી શરીરે ચોપડવું.

૨ કાળીજીરી-લીંબોળીનાં બીંજ, તથા ગ્યાસલેટ, કપુર વાટીને ચોપડવું અગર લુગડું બોળી મુકવું ખસ મટે સારો ઉપાય છે.

૩ આમળસારો ગંધક, બાવળનો ગુંદર, સાકર, પાણીમાં વાટી ચોપડવાથી ખસ મટે છે.

૪ લાકડીઓ ગંધક તથા વેસેલાઇનમાં મેળવી મલમ બનાવવો, ખસમાં ચોપડવો.

૫ તલનું તેલ શેર. ૦ા લઇ તેમાં ધંતુરાના પાન પચીસેક વાટી નાંખી કકડાવવું પછી ગળી તે તેલ શરીરે ચોળવાથી ખુજલીમાં આરામ થાય છે.

૬ રાળ, ટંકણખાર, લાકડીઓ ગંધક સમાન ભાગ લઇ વસ્ત્ર ગાળ ચુર્ણ કરી બકરીના દુધમાં સોગઠી બનાવવી. આ સોગઠી પાણીમાં અગર બકરીના દુધમાં ઘસી ચોપડવાથી દાદર જરૂર મટી જાય છે ને આ સોગઠીઓ દવાખાનામાંથી પુષ્કળ બહાર ગામ પણ જાય છે તો બનાવી વાપરવી.

૭ ચણાની દાળ બકરીના દુધમાં ત્રણ દિવસ પલાળવી પછી કાઢી બકરીના દુધમાં જ વાટી ચોપડવાથી ખરજવું મટે છે.

૮ કાળો ડામર તોલા. ૨ લેવો સખ્ત હોય તો ગરમ કરી આસલેટ મેળવવું નરમ હોય તો મલમ જેવો ગરમ કરવો. પછી તેમા કપુર ચાર વાલ મેળવી ખરજવા ઉપર ચોપડી પાટો બાંધવો ચાર દિવસે પાટો છોડવો પાણી કે પવન લાગવા દેવું નહિં પાટો ચાર દિવસે છોડી સાબુથી ધોઇ બીજી વખત ચોપડવું. આવી રીતે ચારથી પાંચ વખત ચોપડવાથી ખરજવું મટી જ જાય છે પૂર્ણ ખાત્રી છે.

૯ ફીનાઇલથી દાદરને ધોવરાવવામાં આવેલ તેથી કેટલાકને મટી ગયાના દાખલાની નોંધ કેસમા કરી છે.

૧૦ ગંધક-મરી, સિંદુર, હળદળ, આંબાહળદર, જીરૂં, શંખજીરૂં, કેશર, મનસીલ, એલચી, કાથો, એ સર્વે સમાન ભાગ લઇ વસ્ત્ર ગાળ કરી ગાયનું ઘી એકવીશ વાર ધોઇ તેમાં મેળવી ચોપડવાથી ઘણું જુનું ખરજવું લીલું અગર સુકું મટવાના દાખલા દવાખાનામાં ઘણા નોંધેલ છે.

૧૧ હાઇડ્રાર્જીરી પરકયુરી તોલો ૧. ગોવા પાઉડર તોલા. ૨॥ વેસેલાઇન શેર. ૧ મેળવી મલમ તૈયાર કરવામા આવે છે. ને દાદર ઉપર ચોપડવા આપવામા આવે છે.

૧૨ કપુર, કાળા મરી, મોરથુથુ, કાથો, સમાન ભાગ લઇ બાળી રાખ કરી ખરજવું સાબુથી ધોઇ દબાવવી.

૧૩ પારો તોલો ૧, લાકડીઓ ગંધક તોલા. ૧ ગુગળ તો. ૧ પારદ ગંધકની કજલી કરી ગુગળને પથ્થર પર નરમ કરી અંદર મેળવી ઘી નાંખી ખુબ બારીક લસોટી હાથ વિગેરે જ્યાં ખસ થઇ હોય ત્યા ચોપડવું. ખસ, ચાદીના ફોડા જરૂર મટી જશે દવા ઠંડી છે ફરી ખસ થતી નથી.

૧૪ ઝીંક ઓક્ષાઇડ શેર ૦।. સોનાગેરૂ શે ૦।; શંખજીરૂં શે૦. ૦।, બોદાર અધોળ ગુલે અરમાની શેર ૦।; સુરોખાર રૂા ૧ ભાર કપુર રૂા. ૦।। ભાર; આ સર્વે મેળવી ફોલ્લા ઉપર ગુલાબજળ કે છાસમા ચોપડવું.

૧૫ તેલ શેર. ૦। સિંદુર બે આની ભાર. રાળ રૂા. ૧ ભાર, મીણ દેશી રૂા. ૧ ભાર, હીરા દખણ બે આની ભાર નગોડના પાન સુકાં રૂા ૦।। ભાર, પારો રૂા. ૦।। ભાર, નગોડના પાન તથા પારો ભેગો લસોટવો. પ્રથમ તેલ અને સિંદુર ઉકાળવાં પછી ઉતારી મીણ નાંખવું. ત્યારબાદ હીરાદખણ રાળ અન નગોડ સાથે લસોટેલો પારો નાખવો. મલમની પટી બનાવવી જ્યાં જરૂર જણાય ત્યા મારવી.

૧૬ સો પાણીએ ધોએલ ઘીમા સુહાગો મેળવી ચોપડવાથી ખસ એકદમ સુકવી નાખે છે.

## મુત્રરોગ

**મૂત્ર જીલાબ**—પાષાણ ભેદનું લકડું, કલમી સુરો, ચીનકબાલા સોનાગેરૂ, ફુલાવેલ ફટકડી, રેવંચીના ખટાઇ, એલચી, સમાન ભાગ લઇ ચુર્ણ કરવું. રૂા ૦। ભાર સાકર સાથે ફકાવવું ઉપર શેર દુધ અને શેર પાણી ભેગાં કરીને પાવા. આથી મૂત્રનો જીલાબ થઇ ગરમીને શાત કરે છે.

૨ **પ્રમેહની ગોળી**—વાંસકપુર; શીલાજીત, રૂમીમસ્તકી, શેરી લોબાન, રાળ, ચીનકબાલા, એલચી, હળદર એ સર્વેને વાટી સુખડના તેલમાં વટાણા જેવડી ગોળી કરવી બે ગોળી પાણી સાથે ત્રણ વખત ગળવાથી બળતરાવાળા પ્રમેહમા સારો ફાયદો થાય છે.

૩ **ચંદ્રપ્રભાની ગોળી**—ષડકચુરો વજ, મોથ કરિઆતું,

મળો, દેવદાર હળદર, અતિવિષ, દારૂહળદર, પીંપરીમુળ ચિત્રો, ધાણા હરડા, બહેડાં, આંબળા, ચવક, વાવડીંગ, ગજપીંપર, સુંઠ, મરી, પીપર, સુવર્ણમાક્ષીક ભસ્મ, જવખાર, સાજીખાર સિંધવ, સંચળ, ખડીઓખાર, આ સતાવીસ ઓસડ ચાર ચાર તોલા લેવાં. નસોતર, દાંતીમુળ તમાલ પત્ર, તજ એલચી, વંશલોચન પણ ચાર ચાર તોલા, લોહભસ્મ આઠ તોલા, સાકર સોળ તોલા, સીલાજીત ૩૨ તોલા, ( જુદો પલાળવો ને ઉકાળામા ઠંડો થે વવો ) ઉપરના બધા વસાણામાથી માક્ષક, લોહ, વાસકપુર અને સાકર, જુદા રાખવા. બાકીના વસાણા અધકચરા ખાડી સોળ ઘણા પાણીમા ઉકાળવાં ને પાણી અર્ધોઅર્ધ રહે ત્યારે ઉતારી લેવું પછી ગુગળ શેર બે લઇ આગલા દિવસે પાણી શેર ૩ મા પલાળી રાખેલો હોય તેને ઉકાળી એક રસ થાય એટલે ગાળી નાખવો પછી ઉપરના ઉકાળાનું પાણી તથા ગુગળનું પાણી બન્ને ભેગા કરી ચુલે ચડાવવા પાણી બળી શીરા જેવું થાય ત્યારે લોહભસ્મ, માક્ષીક, વાસકપુર સાકર, અને સીલાજીત પણ નાખવો. સુકાવા દઇ ઘીનો હાથ મારી જરા મસળવું પછી તેમાથી ગોળી ચણીબોર જેવડી વાળવી. એક અથવા બે ગોળી પાણી સાથે ત્રણ વખત ગળવાથી દરેક પ્રકારના મૂત્ર વ્યાધીમા સ્ત્રી, અને પુરૂષોના રોગમાં પ્રમેહમાં ફાયદો થાય છે.

૪ **લાંબડીનાં બી**—લાબડીના બી ગાંધીને ત્યાં મળે છે અગર ચોખાને ખેતરોમા તથા બીજે પણ થાય છે. બે હાથના આશરે છોડ ઉંચો થાય છે. ઉપર માજર આવે છે માજર હેઠે થોળું તથા ટોચ ગુલાબી હોય છે તે સુકાયા પછી ચોળવાથી અંદર એક જાતનાં કાળા ચકચકતા ઝીણાં બીયા હોય છે. તે વટીને બે આની ભારથી પાવલી ભાર સોડાબાય કાર્બ સાથે અગર સાકર

રૂા. ૦ા ભાર સાથે આપવાથી પેસાબ અર્ધા કલાકમા છુટે છે.

**૫ સુવર્ણ બંગ**—બનાવટ ધાતુક્ષીણતાના વિષયમાં આવી ગયેલ છે. પ્રમેહ રતી ૧ થી ૨ માખણ સાકર અગર દુધની મલાઇ સાથે આપવાથી સારો ફાયદો થાય છે.

૬ **રક્તાંકુશ**—સોડાબાઇ કાર્બ,સોનાગેરૂ, ફુલાવેલ ફટકડી સમાન ભાગ લઇ શીશી ભરવી. વાલ ૧ થી ૨ પતાસામા આપવાથી બળતરા તથા રસી બંધ થાય છે.

૭ શેરીલોબાનનો ભુકો બે વાલ સાકર આઠ વાલ સાથે મેળવી આપવાથી ગમે તે પ્રકારના પ્રમેહમાં ફાયદો થાય છે.

૮ **હજરતહુઉ**—ચોખાના ધોવણમા ઘસી પાવાથી પેશાબ છુટે છે.

**પેડુ બજાર**-લીલા રંગની પથરી આવે છે તે ચોખાના ધોવણ સાથે પાવાથી પેશાબ છુટે છે.

## ઉપદંશ

૧ **દેવકુસુમાદિ**—કેશર, રસકપુર, સાકર,સુખડનો ભુકો,લવીંગ, જાવંત્રી, સમભાગે લઇ પાણીમાં લસોટી મગ જેવડી ગોળી કરવી. ગુહ્ય ભાગની અંદર ચાંદી ઉપર, વિસ્ફોટક ઉપર તથા ઉપદંશની બીજી વિકૃતી ઉપર ઘી સાથે ગોળી ૧ થી ૪ આખા દિવસમાં ગળાવવી. ખોરાકમાં માત્ર દુધ, સાકર, ઘી, ઘઉં આપવા, જરૂર ફાયદો કરે છે.

૨ **શપ્તશાલીવટી**—શુદ્ધ પારદ અને ખેરસાર બન્ને અર્ધો અર્ધો તોલો અકલકરો એક તોલો અને મધ દોઢ તોલો ત્રણે ચીજ મધમાં ઘુંટવી. પારાનાં બીંદુ તદ્દન અદૃશ્ય થઇ જાય ત્યાસુધી, પછી

રૂ. ૦। ભારની ગોળી કરવી. દરરોજ એક ગોળી ગળાવવી મોટી ગોળી હોય છે ને ગળાય નહી તો તેના ભાગ કરીને ગળાવવી. મુખપાક છે. વિસ્ફોટક, ગરમીના ચાંદા ઉપર તથા ઉપદંશ રોગની ગમે તેવી અસાધ્ય સ્થિતિમા પણ કામ કરે છે માત્રા બે આની ભારથી પાવલીભાર અનુભવી વિના આ ગોળી વાપરવી જરા કઠણ છે કારણ કે ખાસ રસાયન છે છતાં નિર્ભયતાવાળી છે. દવા ખાય ત્યા સુધી દુધભાત રોટલી ઘીને સાકરજ ખાવાં બીજું કાંઇ ખાવું નહિ.

૩ **કીશોરગુગળ**—બનાવટ વાતરોગના વિષયમા આવી છે. વાપરવાની રીત પણ તે પ્રમાણે છે.

૪ **ચાંદીનો મલમ કોરો**—ગુલે અરમાની તોલો ૧; સુરોખાર બે આનીભાર, કપુર બે આનીભાર વાટી વસ્ત્રગાળ કરી ચાંદી, ટાકી ગરમીની ફોલ્લીઓ, અથવા સ્ત્રીઓના ગુપ્ત ભાગમાં ગમે તેવી ગરમી હોય તેમાં પાણી અગર ગુલાબજળમા ચોપડવી.

૫ **ચાંદીનો મલમ નં. ૨**—કાથો, ચીરોડીની ભસ્મ, માણસના હાડકાની ભસ્મ, શંખજીરૂં, હરણના શીંગડાની રાખ, માયાં આ સર્વેને વાટી બારીક વસ્ત્રગાળ કરી ઇંદ્રીના જખમ ઉપર જરા થુંક લગાડી દબાવવું જલદી રૂઝ લાવે છે.

૬ **નંબર ૩**—હીરાદખણ, કલઇ, સફેદો, બોદારપથરી, બાળેલા ચામડાની રાખ, કાથો અકેક તોલો લેવાં, મોરથુથુ બે આની ભાર આ સર્વે ઘીને સો પાણીએ ધોઇ તે ઘીમાં મેળવી ચોપડવાથી ઘણો સારો ફાયદો થાય છે.

૭ રસકપુર તોલો ૧, કલઇ સફેતો તોલા ૮, રાળ તોલા ૪, કપુર તોલા ૨, ફુલાવેલો ઘાપાણ તોલા ૪, સફેદ કાથો તોલા ૪,

સિંદુર તોલા ૮ આ બધું એકઠું વાટી સો પાણીએ ધોએલા ઘીમાં મેળવી ટાંકી અગર ઝેરી ચાંદા ઉપર ચોપડવાથી અથવા ચાંદીના જખમમાં ભરી ઉપર સાદા મલમની પટી મારવાથી તમામ જાતની પાકતી અને સડતી ચાદીઓ સારી થાય છે.

૮ **દીપાંતર ચુર્ણ**—ચોપચીની તોલા ૧૬, ખાંડ તોલા ૪ લીંડીપીંપર, પીંપરીમુળ, મરી, લવીંગ,અકલકરો, ખુરાસાની અજમો સુંઠ, વાવડીંગ, તજ, અક્કેક તોલો લઇ ચુર્ણ કરવું. અર્ધો તોલો ચુરણ ગરમ પાણી સાથે આપવું. ઉપદંશના પરિણામી દોષ ચાદીની હાડકા સુધી પહોચેલી સ્થિતિમા પણ કામ કરે છે.

૯ **મંજીસ્ટાદિ ચુર્ણ**—મજીઠ તો.૨; સાકર તો. ૪,જીરૂં તો. ૧ ભીંડીઆવળ તો.૧; કડવીજીરી તો. ૧, ઉપર પ્રમાણે વજને લઇ ચુર્ણ કરવું રાત્રીએ ૦ાથી ૦ાા તોલો ફકાવવું. ગરમીના રોગમાં ઘણું સારૂં કામ કરે છે. શરીર ઉપરની વિકૃતી પણ સુધારે છે.

૧૦ **લોહી સુધારવાની પડી**—ઉસબો તો. ૪, સાથરાનાં ફુલ તો. ૩ સીરખેસ તો. ૪, વરીયાળી તોલા ૩, ચોપચીની તો. ૩ાા ઉનાબ દાણા ૫૦ ગુલાબના ફુલ તો. ૪ ઉસ્તેખુદુસ તો. ૪ ગુલેબેદ મુસ્ક તોલા. ૪, ગળો તોલા. ૪, ગુલકંદ શેર. ૧, ગુલકંદ સિવાય બાકીનાં વસાણા ખાંડી પડીકા સાત કરવા; રાત્રીએ એક પડીકું શેર પાણીમા પલાળવું સવારે ચોળી ઉકાળો કરવો અર્ધું પાણી રહે એટલે ઉતારી ગુલકંદ તોલ ૫ પાચ નાખી ખુબ ચોળી ગળીને પી જવું, એકવીસ દિવસનો પ્રયોગ છે. દારૂ; આંબલી, તેલ, લીલુ મરચું આટલાં વાના ખાસ ખાવાં નહીં. સુકી હળદર તથા આદુ વધારે ખવાય છે. બગડેલા લોહીને સુધારવામા સર્વોત્તમ ઉપાય છે.

૧૧ **સોધન ક્વાથ**—નસોત્તર તોલા ૫; વાવડીંગ તોલા ૫; દાડમની છાલ તોલા. ૫; ઇંદ્રવરણાનાં મૂળ, તોલા. ૫ આખા પાખું ખાંડવું. દરરોજ બે તોલા સોળ ગણા પાણીમાં ઉકાળો કરવો. પાણી તોલા ત્રણ ચાર રહે ત્યારે ઉતારી મધ પાવલી ભાર નાખી પી જવું. ઝાડા થાય તો ગભરાવું નહીં. ખોરાકમા મગ ચોખાની સિંધાલુણ નાખેલી ખીચડી અને ઘી ખાવા બીજું કાંઇ ખવાય નહીં તે જાણવું. વિસ્ફોટક ગમે તેવું હશે તો દશ દિવસમા આરામ કરે છે મગની દાળ અને ભાત ઘી સાથે પણ ચાર દિવસ પછી ખાવું હોય તો ખાઇ શકે છે.

**બૃહત મંજીસ્ટાદિ ક્વાથ**—અમે તો પ્રતિષ્ઠિત દવે ફાર્મસી માથી લાવીએ છીએ.ને આયુર્વેદની-લોહી સુધારવામા આ એક અવાજે વખણાયેલી દવા છે ગમે તેવા ગરમીના અસાધ્ય રોગમા પણ આ ક્વાથ લાંબા દિવસ લેવાથી ફાયદો થાય છે. માત્રા ૨ થી ૪ તોલા સુધી દરદના પ્રમાણમા ક્વાથના રૂપમા આપવો દરરોજ ઉકાળો પીવો તે સર્વોત્તમ છે. તેનો પાઠ **દેશી** વૈદામાં જોવો.

૧૩ **ટાકીનો કોરો મલમ**—**અસ્થિ** (હાડકા માણસના)ની રાખ, ચામડાની ગખ; ઝીંક ઓક્ષાઇડ, કાથો સમાન ભાગ મેળવી રાખવો ટાકી ઉપર દબાવવા આપવો.

## અર્શ

**માર્કન્ડયાદિ**—સોનામુખી તોલા. ૨; વરીયાળી તો. ૧; ગંધક ભાગ, ૧ જેઠીમધ તોલા ૨, સાકર ભાગ ૬, ખાંડી વસ્ત્રગાળ ચુર્ણ કરવું રાત્રીએ સુતી વખતે રૂા. ૦। ભાર ફકાવવું દસ્ત સાફ લાવે છે અને હરસની પીડા ઓછી થાય છે.

**૨ મલમ**--હરતાલ વરખી તોલા ૨, પાનમાં ખાવાનો ઉંચી જાતનો કાથો તોલા. ૨ બારીક વાટી વસ્ત્ર ગાળ કરી સો પાણીએ ધોએલા ઘીમાં મેળવી રાખવો. મસાએ ચોપડવાથી દાહ બળતી નથી પાકેલા મસા રૂઝાઇ લોહી પડતું હશે તે બંધ થઇ મસા તદન કર-માઇ જાય છે. ઘણોજ સારો ઉત્તમ આ મલમ મસા માટે છે નિ-ર્ભયતાથી વાપરી શકાય છે.

૩ ચુર્ણ—ઝેરકોચલાં તથા ચણોઠીનું ચુર્ણ વસ્ત્ર ગાળ કરી પાણીમા ખુબ લસોટી મસા ઉપર ચોપડવાથી મસા કરમાઇ જાય છે. ને સારો આરામ જણાય છે.

**૪ માયાનો મલમ**—માયાને લાવી ખાડી કપડે ચાળી પછી ધોએલા ઘીમા અગર માખણમા મલમ બનાવવો. મસા ઉપર ચોપ-ડવાથી પીડા શામક છે.

**૫ મસા ખેરવી નાંખવાનો** ઉપાય--શાકમા ગલકા આવે છે તેને ઉભા ચીરી બે ફાડ કરવી તેમાનો ગર્ભ અંદર છુંદી નાખી પછી એક ફાડમા. ા તોલો ચણોઠી ધોળીનો ભુકો. ભભરાવી પછી એક ફાડ જરા ગરમ કરી મસા ઉપર લગોટ મારી જરા શેક કરવો બાર કલાક પછી ઉપર મુજબ ચણોઠીનો ભુકો નાખી ગરમ કરી બીજી ફાડ બાધવી આવી રીતે ત્રણ ફાડ બાંધવી આ ઉપાય મસા ખેરવી નાંખવા હોય તોજ કરવો.

**૬ રસાજન ગુટી**--રસવંતી,કાથો, સાકર, લીમડાની લીંબોળી સમાન ભાગ લઇ ખરલ કરી ગોળી ચણા જેવડી કરી સવાર સાજ બબે આપવાથી અંદરનો દાહ મટી લોહી પડતું બંધ થાય છે.

**૭ સુરણ પ્રયોગ**—સુરત જીલ્લામાં પોણીયું ગામ છે ત્યાં વળ

વળતું નામે સુરણ મળે છે તે લાવી છોલી કડકા કરી છાંયડે સુકવી નાંખી પછી ખાંડી ભુકો કરવો ને અંગ્રેજી દવા વેચવા વાળાને ત્યાં ખાલી કેપસુલ આવે છે તેમા ડબલ ઓ આવે છે. તે ગળવા ઠીક પડે છે તે લાવી તેમા ચુર્ણ ઉપરનું ભરી દિવસમા છ કેપસુલ ગળાવવા. નાના મોટાં કેપસુલ આવે છે તો પોતાનાથી ગળી શકાય તેવડા લેવામા પણ હરકત નથી ઓ કેપસુલની એક ડબી હોય છે આ સુરણ એમને એમ જીભે અડાડી શકાતું નથી તે ખાસ ધ્યાનમા રાખવું ને અડી ગયુ હોય તો લીંબુ અગર દહીંની ખટાસ જયા સુધી લેવામા નહીં આવે ત્યા સુધી બળતરા બળે છે તે જાણવું. ખાવાની રીત-પ્રથમ જે ખાવાથી મસા ઉપડતા હોય તે ખાવાનું બંધ કરવું ને કેપસુલ ગળવા માંડવા તદન આરામ જણાય એટલે પ્રથમ બંધ કરેલ વસ્તુઓ ખાવી શરૂ થોડે થોડે કરવી ને દવા ચાલુ રાખવી આ પ્રયોગથી તદન આરામ થાય છે. ગોળ, તેલ, મરચાં વિગેરે ગરમ ચીજથી ઉપડતા હોય તો પહેલા તે બંધ કરવુ આરામ જણાયે પાછું ધીમે ધીમે શરૂ કરવું. દવા ચાલુ રાખવી તે ઉપરના ભાવનો સ્પષ્ટ અર્થ છે.

## તાવ

૧ સુદર્શન—હવે ફાર્મસીમાથી તૈયાર લાવીએ છીએ, તાવમાં નિર્ભય આ દવા છે બે આનીભારથી પાવલીભાર પાણી સાથે આપવું.

૨ **ગુર્જીત**—કડુ શેકી ખાંડી ભૂકો કરવો. તાવમાં નિર્ભય છે દસ્ત સાફ લાવે છે બાળકોને પણ આપી શકાય છે. માત્રા મોટા માણસને બે આની ભાર સાકર સાથે ધાવણા બાળકને વાલ. ૧ સાકર સાથે અગર સોડા બાઇકાર્બ સાથે આપવું.

૩ **રક્તાંકુશ**—ફુલાવેલ ફટકડી ચાર ભાગ-રાંધેલો નવસાર ચાર ભાગ, સોનાગેરૂ બે ભાગ, કાળાં મરી બે ભાગ, ખાંડી ચાળી શીશી ભરવી મોટા માણસને વાલ ૧, નાના બાળકને રતી. ૧ ગોળના પાણીમા આપવાથી દરેક તાવમાં ફાયદો થાય છે.

૪ **રક્તાકુશ** નં. ૨—ફુલાવેલ ફટકડી,સોડા બાઇકાર્બ; સોનાગેરૂ, સુરોખાર કલમી સમાન ભાગે લઇ ચુર્ણ કરી શીશી ભરવી વાત પિત્ત જ્વરમા સાકર સાથે વાલ. ૧ આપવુ.

**જ્વરઘ્ન ભૈરવ**—અતિસારના વિષયમા આવી ગયેલ છે. ગમે તેવા તાવમાં, ત્રિદોષમા ગોળી ૧ થી ૨ આદુના રસ અગર મધ સાથે આપવી.

**અમૃત** ગુટીકા—ખુબકળા તોલા ૩, દેકામારી તોલા ૪ સાકર તોલા ૩ કાળા મરી તોલા ૪ કોલંબો તોલો ૦॥ સિંધવ તોલા ૨ લીંબુના રસમા ચણીબોર જેવડી ગોળી કરવી. ઉના તાવમાં ટાઢા પાણીમાં, ઠંડા તાવમા ગરમ પાણીમા ગોળી ૧ થી ૪ આપવી.

૭ **પાચન ગુટીકા**—મરી તોલા ૧૦ મીઠું તોલા ૧૦ વછનાગ તોલો ૧ લીંબુના રસમા ઘુટી ચણીબોર જેવડી ગોળી કરવી, પાચન તરીકે જ્વરમા અપાય છે ગોળી ૧ થી ૪.

૮ **ત્રિભુવનકિર્તિ**—હીંગળોક, વછનાગ, પીંપર, પીંપરીમુળ, સુંઠ, મરી, ટંકણખાર એ સર્વે સરખે ભાગે લઇ વાટી વસ્ત્રગાળ કરી એક દિવસ કોરો ઘુંટી આદુના રસની, ધંતુરાના પાનના રસની તુળશીના પાનના રસની અનુક્રમે ભાવના આપી વટાણા જેવડી ગોળી વાળી દિવસમાં ત્રણ વખત ૧ થી ૩ ગોળી તુળસીના પાનમા આપવાથી સર્વ જાતના તાવ જાય છે.

૯ તાવની શરૂઆતમાં પાચન ક્વાથ આપવો પછી જે જે દવા કરીએ તે સર્વ અનુકુળ પડે છે અને યશ મળે છે. કારણ કે આમનું પાચન થાય તો તાવ પણ પાકી જાય છે. સુંઠ, ધાણા, દેવદાર, ઉભી તથા બેઠી ભોરંગણીનું મૂળ આ પાચે ઔષધે સમાન ભાગે લઇ તેમાંથી દરરોજ તોલા ૨ બે લઇ સોળગણા પાણીમા ક્વાથ કરી તેમાથી પાણી રૂ. ૫ ભાર રાખી તેમાથી મધ અગર ગોળ પાવલી ભાર નાંખી પાવો.

૧૦ **ગળોસત્વ**--ગળો પાકી લાવી કટકા કરી પાણીમાં પલાળવા એક રાત્રી પલાળી સવારમા ખુબ ચોળી નાખવી, કુચા કાઢી નાખી પાણી ગળી નાખવુ પછી આકરવા દેવું ઉપલું પાણી કાઢી નાંખવું, જાડું પાણી રહે તેમા બીજું પાણી નાખી પાછું હલાવીને નીતરવા દેવું. ને ઉપલુ પાણી કાઢી નાખવું આવી રીતે બે ત્રણ વખત કરવાથી ચોખ્ખુ દુધ જેવું સફેદ નીકળે છે. તે દરેક તાવમાં નિર્ભય પણે વાલ ૧ થી ૨ આપી શકાય છે બીજે પણ વાપરી શકાય છે ત્રણે દોષને સમન કરવાનો ગુણ છે.

૧૧ **મહાજવરાંકુશ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, શુદ્ધ વછનાગ; એ ત્રણે એકેક ભાગ ધંતુરાના બીજ ત્રણ ભાગ, સુંઠ, મરી, પીંપર એ ત્રણે મળીને આઠ ભાગ તેનું ચુર્ણ લીંબુ અગર આદુના રસમાં ખરલ કરી બબે ચણોઠીભારની ગોળી કરવી. બે રતી આદુના રસમાં અગર સુંઠના ઉકાળામા ત્રિદોષની સ્થિતિમાં અપાય છે.

૧૨ **ક્વીનાઇન**--તઇયાર ઇંગ્રેજી દવાવાળાને ત્યાંથી લાવવું. દરેક તાવમાં વપરાય છે.

૧૩ **ભુતભૈરવ રસ**--સોમલ, મનસીલ, હરતાલ, હીંગળોક,

સમભાગે લઇ વાટીને પાનના રસમાં ત્રણ દિવસ ઘુંટીને રાઇના દાણા જેવડી ગોળી વાળવી એક અથવા બે ગોળી સાકરના પાણી સાથે આપવાથી એકાતરીઓ, ચોથીઓ, ટાઢીઓ તાવ જાય છે.

**૧૪ ભુતભૈરવ રસ નં. ૨**--સોમલ, કાથો, લવીંગ, હીંગ ભાંક, સમભાગે વાટી પાનના રસમાં ત્રણ દિવસ ઘુંટી રાઇ જેવડી ગોળી કરવી. તાવના દરદીને કાળી દ્રાક્ષના દાણામાંથી ઠળીયો કાઢી એક ઠળીઓ નીકળે તો એક ગોળી બે ઠળીયા નીકળે તો બે ગોળી વાટી દ્રાક્ષની અંદર મુકી ચવડાવી દેવુ. પછી ઉપર પાણી પીવું તો તાવ તુરત અટકી જાય છે.

**૧૫ અનુભવસિદ્ધ જવરાંકુશ**--શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક, શુધ્ધ સોમલ, શુધ્ધ હરતાલ, શુધ્ધ વચ્છનાગ, શુધ્ધ ટંકણખાર, કોડી ભસ્મ, ભાગ, કાળા ધંતુરાના બીજ, સુંઠ મરી, લીંડીપીંપર, સમ ભાગ લઇ એક દિવસ આદુના રસમા ઘુંટી એક રતીની ગોળી કરવી દુધ અગર પાણી સાથે સેવન કરવાથી નવીન જવર, શીતજ્વર ઇન્ફલ્યુએન્ઝા, આતરીઓ તાવ નાશ થાય છે. બે તોલા આદુના રસ સાથે સેવન કરવાથી સન્નિપાત, મુંઝારો, ન્યુમોનીયા, કોલેરા, અને કફમાં ફાયદો કરે છે. પથ્ય, દુધ, ભાત, થોડી સાકર સાથુ ચોખાની કાંજી,મગ અથવા તુવેરના દાળના ઓસામણ સાથે ભાત ખાવા આપવો. સન્નિપાતમાં ગરમ દુધ જ આપવું, ઉપદંશ, ખરજવું, ખસ, ગંડમાળ કોઢ, દાદર, અજીર્ણ, કબજીઅત, કફના રોગોમાં પથ્ય, ઘી, દુધ, ઘઉં, મગ, તુવેર, સિંધાલુણ, કાળાં મરી, ધાણાજીરૂ, હળદળ આપવું, દરરોજ ગોળી ૧ થી ૨ સુધી આપવી દરદીનું બળાબળ જોઇ વધઘટ પણ કરી શકાય છે.

## અજીર્ણ-અગ્નિમાંદ્ય.

૧ **ધોળી ગોળી**--સુંઠ તો. ૨૦, સુહાગો તોલા. ૫ હીંગ રૂા. ૧ ભાર સિંધવ તોલા. ૫ સરગવાના પાનના રસમાં ચણીબોર જેવડી ગોળી વાળવી દરરોજ ગોળી ૧ થી ૬

૨ **ગંધકવટી**—સુંઠ રૂા. ૨ ભાર; ગંધક રૂા. ૧ ભાર સિંધાલુણ રૂા. ૦॥ ભાર, લીંબુના રસમા ચણીબોર જેવડી ગોળી વાળવી. દરરોજ ગોળી ૧ થી ૬ ખવરાવવી.

## બદ-ગાંઠ

૧ **પીળો મલમ**--રેવંચીનો શીરો પાણીમા વાટી બદ ઉપર ચોપડી ઉપર નાગરવેલનું પાન મુકી શેક કરાવવો આ દવાથી બેસી પણ જાય છે કોઇ વખત પાકી ને ફુટી જાય છે ને આરામ આવી જાય છે.

૨ **રાતો મલમ**--વિલાયતી ગમના મલમની લાકડી શેર. ૦॥ લાવી તેમા હીંગળોક કાચો તોલા ૪ ચાર લાવી ઝીણો વાટી મેળવવો. પ્રથમ ગમની લાકડી ઉપરનો કાગળ પાણીથી ધોઇ સાફ કરવો પછી હાથ તેલ વાળો કરી ગમના મલમને ખુબ ચોળવોને હીંગળોકમાં બોળતા જવો. હાથ તેલ વાળા કરતા જવું ને હીગળોકમા હાથ બોળતા જવું બધો હીંગળોક અંદર સમી જાય એટલે ડબો ભરી રાખવો તેની ગાઠ ઉપર પટી મારવી ગાઠને પકવી, ફોડી ને રૂઝ પણ લાવે છે.

૩ **લીલો મલમ**--ફેર માત્ર એટલો જ કે હીંગળોકને બદલે આ દેશમા બનેલી ગળી દેશી તોલા ૪ ચાર મેળવવી પાકેલાં જખમો ને ચાંદાં રૂઝાવવામા આ પટી ઘણું સારૂં કામ કરે છે.

# ચિતભ્રમ

## ( મુર્છા, ખેંચતાણ, આંચકી, હીસ્ટિરીઆ, વિગેરે )

૧ **નાગરાદી ગુટીકા**—સુંઠ, મરી, પીંપર, પીંપરીમુળ, સમભાગે લઇ ખાંડી વસ્ત્રગાળ કરી ગોળમાં ગોળી ચણી બોર જેવડી વાળવી. બબે ત્રણ ત્રણ ગોળી ખાવાથી હાથ પગની નસો ખેંચાઇ વીંટ આવતી હોય તેમા આરામ આવે છે.

૨ **નસ્ય ચુર્ણ**--શીરોવ્યાધીમા આવી ગયેલ છે. સુંઘાડવાથી દરેકમાં ફાયદો થાય છે.

૩ **કપુર કાચલીઆદિ ગુટીકા**—પીંપળાની કુંપળ. જાવત્રી, કપુરકાચલી, લવીંગ સમાન ભાગે મેળવી ગોળી ચણીબોર જેવડી કરવી. દિવસમાં ૧ થી ૬ ગોળી આખા દિવસમા આપવાથી ઉપરના તમામ દરદોમા ફાયદો થાય છે.

૪ **હીસ્ટીરીઆ પીલ્સ**—વાંદરાની હઘાર તથા કુતરાની હગાર બાળી રાખ કરી પાણીમા ચણીબોર જેવડી ગોળી કરી આપવાથી તેજ વખતે આરામ થઈ જાય છે ને પછી ફરી બનતા સુધી આ દરદ ઉપડતું નથી.

૫ **ચિત્ત ભ્રમ માટે ખાસ**-ખુરાસાની વજ, લવીંગ અકલકરો, માલકાંકણી મધમા ગોળી બોર જેવડી કરવી પ્રભાતમાં એક આપવાથી જરૂર ફાયદો થાય છે. ખોરાક ગમે તે આપીએ છીએ.

૬ **ચિત્તભ્રમ માટે નં ૨**--સુંઠ, ગંઘીલો વજ, માલકાંકણી અજમો, ગોળ, કપુર કાચલી, સમાન ભાગ લઇ બોર જેવડી ગોળી કરવી. દરરોજ ૧ થી ૬ પાણીમાં આપવી.

૭ હિસ્ટેરીઆ પીલ્સ નં ૨—હીંગ તોલો ૦ાા, હીરાબોળ તોલો ૧ ગધેબેરજો તોલો ૧ ગુંદરના પાણીમા ગોળી વાલ વાલની કરવી દિવસમાં ત્રણ આપવાથી ઘણોજ ફાયદો થાય છે.

૮ વાઈ કેફરૂંના માટે—બાળવામાં નહીં આવેલ માણસના માથાની ખોપરી લાવી તેને બારીક વાટી જે વખતે વાઇ કેફરૂં આવે તે વખતે સુંઘાડવી. એક અગર બે વખત સુંઘાડવાથી ફરી આ દરદ ઉપડતું નથી.

૯ કડવા તુરીઆનો ગર તથા કડવી તુમડીનો ગર સમભાગે લઈ કારેલીના રસમા ગોળી વાળી આપવ તથા તે રસનું ટીપું પણ નાકમા મુકવુ તો વાઇ કેફરૂં જરૂર મટે છે.

૧૦ નિર્ધુંમ અગ્નિમાં કપુરનો નાસ આપવાથી પણ ફાયદો થાય છે.

## કમળો-પાંડુ વિગેરે

૧ વજ્રક્ષ.ર—રાધેલો નવસાર, સુંઠ, મરી, પીંપર સમાન ભાગ લઇ વસ્ત્રગાળ ચુર્ણ કરવું દરરોજ બે આની ભારથી પાવલી ભાર ગોળ અગર મધમા આપવાથી પાડુ રોગમા ઘણો સારો ફાયદો થાય છે.

૨ પિત્તપીલ્સ—કળીચુનો કમાવેલો શેર ૦। તથા હળદર તોલો ૦। નાખી ચણા જેટલી ગોળી કરવી તે ગોળી કમળા વાળાને દરરોજ ૧ થી ૧૨ ગળાવવી તેથી પિત્ત કમળીમા ઘણો ફાયદો થાય છે અર્થાત મટી જાય છે.

૩ કમાવેલ કળીચુનો—દરરોજ ૧ થી ૩ વાલ બે રૂપિઆભાર માખણ સાથે આપવાથી પિત્ત કમળીમાં આરામ થાય છે.

**૪ કાસીસ ભસ્મ**—હીરાકસીને લાવી લીંબુના રસમાં ઘુંટી થોડા છાણામાં ભઠ્ઠી કરવાથી લાલ ભસ્મ થાય છે તે માત્રા વાલ ૧ ગોળ અગર મધ સાથે આપવાથી પાંડુમાં ઘણો ફાયદો થાય છે.

**૫ ત્રિફળા ચુર્ણ**—હરડેની છાલ, બહેડાની છાલ, આમળાં, ત્રણે સમાન ભાગ ખાંડી વસ્ત્રગાળ ચુર્ણ કરી દરરોજ ૦। તોલાથી ૦॥ તોલો સુધી સાકરમાં ફકાવવાથી પિત્ત રોગમાં આરામ કરે છે.

**૬ મંડુર ભસ્મ**—સો વરસના જુના લોઢાના કાટોડા લાવી ગૌમુત્રમાં ઉકાળી પછી ખાંડી ગૌમુત્રમાં જ ઘુંટી બન્ને તેટલી ભઠ્ઠી કરવી જેથી સારી ભસ્મ તઇયાર થાય છે. ગૌમુત્ર, છાશ ત્રિફળાનો ક્વાથ તેના પણ પુટ અપાય છે. માત્રા વાલ ૧ થી ૨ આપવાથી ફાયદો થાય છે. ત્રીફળા સાથે આપવાથી પાંડુ, તથા પિત્ત કમળીના રોગોમાં સારૂં કામ કરે છે.

## દાંત રોગ

**૧ લવીંગનું તેલ**—તઇયાર લાવીએ છીએ. પોલમાં રૂનું પુમડું મુકીએ છીએ.

**૨ દંતમંજન**—બદામના ફોતરાંની રાખ તોલા ૫ ચાક તો. ૫, લવીંગ તોલો ૦।,તજ તોલો ૦।, કપુર તોલો ૦। ટંકણ તોલો ૧ એક મેળવી તઇયાર કરવું. દાતની ખેરી દાતનાં પેઢા ચઢયા હોય ત્યારે તથા દાતની આવરદા વધારવી હોય તો દરરોજ દાતે ઘસવું.

**૩ અફીણની ગોળી**—અફીણ બે આની ભાર લવીંગ તોલો એક મેળવી ગોળી કરવી. ને તે ગોળી દાંતના ફોતરામાં ભરાવવી.

**૪ અમૃતબિંદુ**—બનાવટ આગળ આવી ગઇ છે દાઢની પો-

સમાં રૂનું પુમડું મુકવાથી આરામ થાય છે.

૫ **પેઇનકીલર**--તૈયાર લાવીએ છીએ. ચુંક; આફરો વિગેરેમા વાપરીએ છીએ ને દાંતના ફોતરમાં પુમડું પણ મુકીએછીએ.

૬ **અવાળુ ઉપર**—શેરી લોબાન ખાંડીને તેમાં જરા સોના-ગેરૂ રંગ માટે મેળવવો દાતના અવાળુ ફુલ્યાં હોય ત્યારે રૂમા લપેટીને ફુલેલાં અવાળુ ઉપર દાબવું અગર દાઢમાં રાખવું તેથી ઘણી ઝડપથી અવાળુ સારા થાય છે.

**દંતરસ**—લાલ મરચા રૂા. ૦। ભાર; અફીણ એક આની ભાર કપુર બે આનીભાર લઇ પાણીમા લસોટી રસ કરવો બછી તે ગોળી શીશીમા ભરી રાખવું જમણી બાજુના દાંતમા દુખાવો હોય તો ડાબી બાજુના કાનમાં માત્ર બે ટીપા પાડવાં. ડાબી બાજુ હોય તો જમણા કાનમા પાડવાં અને રૂમા ટીપું નાખી દાતમાં ભરાવી રાખવું ચમત્કારીક અસર કરે છે.

## વીંછીની અકસીર દવા

૧ ટારટ્રીક એસીડ ૧ ઔંસ અને પોટાશ પરમેંગેનેશ એક ઔંસ બન્ને જુદી જુદી શીશીમાં રાખવાં, વીંછી કરડે તેના ડંખ ઉપર બંન્નેમાથી થોડું થોડું રતી રતી મુકી ઉપર પાણીનું એક ટીપું મુકવું ઉભરો આવી ડંખ નીકળી જાય છે ને આરામ આવીજાય છે.

## પરચુરણ દવ ઓ

૧ **જુલાબ**—હીંગળોક કાચો તોલો. ૧ નેપાળાનાં બી ફોલીને કાઢેલાં તોલો ૧ બંને મેળવી ખુબ ઘુંટી અંદર જરૂર પડે તો પાણીનાં બે ટીપાં નાખી બાજરીના દાણા જેવડી ગોળી વાળવી, જેટલી ગોળી

આપશો તેટલા ઝાડા થાય છે. ઘણો સરસ જુલાબ છે .વાળવામાં ખીચડીને ઘી ખવાય છે.

૨ ચાંદી–અરીઠાની છાલને ખુબ ખાંડવી ખાડતાં ખાંડતા એની એળાએજ ગોળી વળે તેવી થાય એટલે ચણાની જેવડી ગોળી વાળવી ચાંદી ( ઉપદંશ ) માં આ ગોળી ૧ થી ૪ દંહી સાથે આપવાથી અસાધ્ય ગરમી ચાદીનો રોગ મટે છે. ખોરાકમા–દહી, રોટલી, સાકર, ઘી, બીજું ખાવું નહીં.

૩ જવર-કડુ શેકેલું–એળીઓ,લીએળીના મીંજ, ત્રણે સમાન ભાગ લઇ વાટી ચણીબોર જેવડી ગોળી વાળવી તેનું નામ **નીમસેની** ગુટીકા પિત્ત તથા વાયુના જવરમા ઘણો ફાયદો કરે છે. દરરોજ ૭ ગોળી સુધી આપી શકાય છે.

૪ વાતરોગ-ભીલામાં, અજમો,ગોળ,તેલ, આંબલા સમ ભાગ મેળવી રૂા.એક ભારની ગોળી કરવી દર્દીમા ખવરાવવી. ખાવામાં દંહી, રોટલી ખવરાવવાથી ગમે તેવા વાત રોગમાં ઉપદંશની વિકૃતીમા પણ સારો ફાયદો કરે છે. કોઇ માણસે ભીલામા ખાધા હોય ને તેને ફુટી નીકળેલ હોય તો તેને કેળા દહીં ભેગા કરી શરીરે ચોળવાથી તુરત ચળ આવતી બંધ થાય છે. થોડું ખવરાવવું ઉપલી કૃતિ ફુટતી નથી બ.૭ રીતે ખાધાં હોય ને ફુટયા હોય તો તે માટે ઉપાય આ છે.

૫ સંગ્રહણી–ઝેરકોચલા તથા મરી સમાનભાગ લઇ પાણીમાં વાટી મગ જેવડી ગોળીઓ કરવી ઉદરરોગમાં પાચનશકિત વધારે છે ઝાડા બંધ કરે છે દરરોજ ગોળી ૧ થી ૬ અપાય છે. સંગ્રહણી, અતિસારમા અપાય છે.

૬ **સંગ્રહણી**--હીંગળોક તો. ૧ વછનાગ તો. ૧ અફીણ તો. ૧ કનકબીજ તો. ½ ધંતુરાના પાનના રસમાં ગોળી બાજરીના દાણા જેવડી વાળવી ક્રમેક્રમે ૧ થી ૬ સુધી સંગ્રહણીમા આપવામા આવે છે. ખોરાકમા દુધ, છાસ, દહીં, પપૈયું-દાડમનો રસ, શેરડીનો રસ, નારંગીનો રસ મોસંબીનો રસ વિગેરે અપાય છે. સંગ્રહણીનો ચોકસ અને સાચો ઉપાય છે. હજારો દરદીઓ આ દવાથી સારા થાય છે.

૭ ઝાડા—કોઇ કોડામાથી દાણા કાઢી લીધા પછી જે ભાગ રહે તે બાળી રાખ કરી તેમાથી વાલ ૧થી ૨ સુધી છાસ અગર પાણી સાથે આપવાથી દાત આવતા બાળકને ઝાડા થાય છે. તે મટે છે તેમ મોટા માણસને અતિસારમાં પણ ફાયદો થાય છે.

૮ કૃમિ-- વાવડીંગ, ઇંદ્રજવ, કંપીલો, પીતપાપડો ચાંદલીઓ, કીરમાણી અજમોદ, જીણાં વાટી કપડે ચાળી વા. ૧ થી ૨ છાશમા આપવાથી બાળકોના તથા મોટા માણસનો કૃમિ રોગ નાશ પામે છે.



## દવે કેમીકલ વર્કસ અને આયુર્વેદિક ફાર્મસીની

### સ્પેશ્યલ બનાવટ-પેટંટ-દેશી દવાઓ

અમારી પેટંટ દવાઓ આજકાલ કરતા પંદર વીસ વર્ષથી લોકોના અનુભવમા આવેલી છે, આ દવાઓ આયુર્વેદમાંથી શોધન કરી અમે ખાસ અનુભવ લઇ તેની સ્પેશીયલ બનાવટથી બનાવેલી છે. અને જેની લાખો માણસોએ વાપરી અજમાવી ખાત્રી કરી છે.

વૈદ્યો અને ડાકટરો અમ.રી પેટંટ દવાઓ વાપરે છે. વેપારીઓ જથાબંધ મંગાવી વેચે છે. એજ અમારી દવાઓની શ્રેષ્ટતા છે.

### દવે કેમીકલનું સીરપ ઓફ બ્રાહ્મી

**બ્રાહ્મીનું શરબત**—ગાડપણ, હીસ્ટીરીઆ, વાઇ અને ઉન્માદને મટાડનાર ઉત્તમ ઔષધ. મગજની અસ્થિરતા, હીસ્ટીરીઆ, વાઇ, ફેફરૂ, ગાંડપણું મગજનું ચસ્કી જવું. યાદદાસ્ત ઘટી જવી. ઉંઘ ન આવવી વિગેરે દરદોમા આ સીરપ રામબાણ કામ કરે છે. કીં. રૂા. ૧-૮-૦

### ધાતુગત દોષો મટાડી શકિત આપનાર દવા

### શુક્રલ—( રજીસ્ટર્ડ )

આ દવાથી શકિત આવે છે. ખાધું પચે છે, માથું ચઢેલું ઉતરે છે. પચીને સાફ દસ્ત થાય છે. ભુખ ઉઘડે છે. ખાવા ઉપર રૂચી વધે છે. પેસાબે કે સ્વપ્ને જતી ધાતુ અટકે છે. શ્વાસ મટે છે. અશકતી કેડોનો દુઃખાવો, બરડો ફાટવો, માથું ચઢવું એ દરદો મટાડી ધાતુગત અશકિત મટાડી શરીર, નીરોગી બળવાન અને પુષ્ટ બનાવે છે. ૬૦ ગોળીની ડબી એકની કિંમત રૂ. ૨-૦-૦ ત્રણ ડબીની કીં. રૂ. ૫-૦-૦

દવે કેમીકલ વર્કસ--અમદાવાદ.

## શરીરનું લોહી સુધારી ગરમીને મટાડનાર
## અમૃતપાન-( રજીસ્ટર્ડ )

શરીરે ગરમી નીકળવી, ખસ ફોલ્લા, ગુમડાં; ચાંદા પાડવાં; મોં આવવું, લુખસ શરીર કાળું પડી જવું તપારો વિગેરે ગરમીના તમામ રોગ મટાડી લોહીને સુધારી નવુ જીવન આપે છે. ઉપરાત દમ; કફ,તથા પ્રમેહ, વા, સાંધા રહી જવા એ દરદો મટે છે ને શકિત આવે છે. બાટલી ૧ ની કીં રૂ ૧--૦ ત્રણની કીં રૂ. ૨-૧૦-૦

## વ્યાધિ હજાર પણ ઔષધ એક. માત્ર ખીસ્સામાંજ દવ.ખાનુ
## અમૃતજીવન ( રજીસ્ટર્ડ )

આ દવા શરીરમા થતા અંદરના અને બહારના રોગોને માટે રામબાણ ઉપાય છે. તેનાથી કોલેરા,ઉલટી,ઝાડા,ચુંક,અજીર્ણ,અતિસાર હિસ્ટીરીઆ, નબળાઇ કૃમીઆ,ખસ, ગુમડા, ગોળો ચઢવો, તાવ, દમ; દાતનો દુખાવો, ઉંદરને હડકાયા કુતરાનું ઝેર, કંઠમાળ દાઝવું, વગેરે લગભગ તમામ દરદો જુદા જુદા અનુપાનથી મટે છે અને તેથી તેનો હાલ દરેક માણસ લાભ લે છે. કીં. રૂ. ૧. ત્રણની કીં.રૂા ૨-૧૦-૦

## ગમે તેટલા વૈભવો અથવા ધન દોલત હોવા છતાં પણ જો શરીરમાં શકિત નહિ હોય તો તે સર્વ સુખ નકામું છે
## શકિત વર્ધક—ટૉનીક પીલ્સ

આ દવાથી શરીરમા શકિત આવે છે. ફાટ, ચુસ,કળતર; અશકિત, હાફ ચઢવો, કમર દુખવી મટેછે, મગજ ઠંડક આપેછે. અને શરીરમાં નવી શકિત ઉત્પન્ન કરે છે. ધાતુગત દોષો મટાડી, ખરું પુરૂષત્વ બક્ષે છે.પેશાબ, કે સ્વપ્ને કે કોઇ પણ રસ્તેથી ધાતુનું જવું બંધ કરી ધાતુને ઘટ કરી વધારેછે. ઘણા માણસોએ તેનો લાભ મેળવી જુવાની, નવું બળ અને નવા ઉત્સાહને મેળવ્યોછે, કીં.રુ.૧,ત્રણની કીં રૂ ૨-૧૦.

દવે કેમીકલ વર્કસ--અમદાવાદ.

## હરસ નાશક ગુટિકા ( અજમાવેલી )

આ દવા ગમે તેટલી લાંબી મુદતના હરસ હશે, લોહી પડતું હશે કે સુકા હશે તે મટશે, દુઝતા હરસ હશે અને લોહી પડતું હશે તેતો જલ્દીથી મટી જશે આ દવા હરસ ઉપર ઘણી ગુણકારી છે, ડબી ૧ની કીં. રૂ.૨) અનુપાનના ડબાની કીં. રૂ.૨) આ દવા અનુપાનન ડબા સાથે ખાવાથી એકદમ વધુ લાભ કરેછે, સાથે ચોપડવાનો મલમ રૂ. ૧ નો મફત મળશે

## હીસ્ટીરીઆહર પીલ્સ

આ દવાથી સ્ત્રીઓને જુવાનવયમા થતો હીસ્ટીરીઆ ચઢવો પછાડ આવે, બેભાન થઇ મોઢે ફીણ આવે. હાથ પગ ઘસે, કેટલીક સ્ત્રીઓ ધુણે ને લવરી કરે. વિ ગમે તેવો જુનો હીસ્ટીરીઆ, વાઇ,મુર્છા,અને ફેફરૂં મટેછે. એકવાર વાપરવા ખાસ ભલામણછે. કીં.રૂ ૨ અનુપાનની કીં, રુ ૨ મળી રૂ ૪ થશે. સુંઘવાની ડબી રૂ ૧ ની મફત મળશે.

## ક્ષય હર પીલ્સ

આ દવાથી ક્ષય મટે છે. સુકી ઉધરસ અને જીર્ણ તાવ મટે છે. અને કકડીને ભુખ લાગે છે. શરીર ગળવું બંધ પડે છે. અને શકિત આવે છે. તેની એક ડબીની કીં રૂ ૨ અનુપાનના ડબાની કીં રૂ ૨)

## જવરહર પાલ્સ-તાવની ગોળીઓ.

ગમે તેવો ન ઉતરતો વ, રોજીયો,એકાંતરીઓ,ચોથીઓ, ટાઢીઓ જીર્ણ જવર,વિષમજવર,મેલેરીઆ,ટાઇફોઇડ, ઇન્ફલ્યુએન્ઝા વીગેરે ગમે તેવો તાવ માત્ર ૨૪ કલાકમાંજ ઉતરે છે. કોઇ પણ તાવ માટે અતિ ઉત્તમ દવા છે. કી. રૂ. ૧ ) ત્રણની કીં રુ. ૨-૧૦-૦

દવે કેમીકલ વર્કસ-અમદાવાદ.

## વિસ્ફોટક નીવારણ પીલ્સ.

વીસ્ફોટક, મસા અને ચાંદી ઉપર ઘણીજ ગુણકારક દવાછે. શરીરે ગરમી ફુટી નીકળવી,ચાંદી પડવી,હાથે પગે કે શરીરે ચકામા પડી જવાં, વગેરે તમામ પ્રકારની ગરમી આ દવાથી તુરતજ મટે છે.તેનાથી લોહી સુધરશે ડબી ૧ ની કીં રૂ. ૨ અનુપાનની કીં રૂ ૨ ]

**બરોળની ગોળીઓ**-આ દવાથી બરોળ, પાહુરોગ શરીર પીળું પડી જાય ધોળી પુણી જેવું થવું, કમળો, કમળી કલેજામાં થયેલો લોહીનો જમાવ મંદાગ્નિ ને કલેજાના બીજા રોગો તથા હાથ પગને પેટના સોજા મટે છે. ડબી ૧ ની કીં રૂ. ૧)

## નેત્રફુલહર પીલ્સ

આખમા પડેલું ફુલ, છાંપ,છારી,પડળ, પરવાળાં રતાંધળાપણું અને મોતીઓ પડયો હોય તોતે વગર વાઢ કાપે આ ગોળીઓ આજવાથી મટે છે. આખના કોઇપણ રોગ,ખીલ, પડવા, આખ દુખવી;પાંપણો ગળી જવી વિગેરે વ્યાધિ આ દવાથી મટે છે. કીમત રૂ. ૧-૦-૦

## ઉધરસ નીવારણ પીલ્સ

આ દવાથી ઉધરસ એક જ દિવસમાં મટે છે. તેથી ખાસી; ઉધરસ, કફ પડતો હોય,ઘણી દવા કરવાથી ન મટતું હોય તો જરૂર આ દવા વાપરી ખાત્રી કરો, કીં. રૂ. ૧)

## વાતહર પીલ્સ

ગમે તેવો વા,સંધિવા, પક્ષાઘાત, લકવો હાથપગનું રહી જવું. ફાટ-ચુસ, શુળો ભોંકાવી, કહેડો રહી જવી, વિગેરે અનેક પ્રકારના વાના રોગો આ દવાથી મટે છે. ડબી ૧ની કીં. રૂ.૨) અનુપાનની કીં.રૂ.૨) ચોપડવાની તેલની બા. ૧ ની કીં. રૂ. ૧ )

દવે કેમીકલ વર્કસ-અમદાવાદ.

## રાજવંશી યાકુતિ

ધાતુગત તમામ રોગો મટાડી ખરૂં પુરૂષાતન અને શકિત આપી ધાતુનો વધારો કરી નસોની શિથીલતા મટાડવામાં આ દવા સર્વોત્તમ છે. ઘણાએ અજમાયશ કરી છે. ડબીની કીં.રૂ. ૫)

**સંગ્રહણી પીલ્સ**—સગ્રહણી અને ઝાડા,ખાધું ન પચવું,વારંવાર ઝાડા થવા,શરીર સુકાઇ જવુ,પાણી લાગવું અને અનેક ઝાડાસંબંધી દરદોને આ દવા મટાડેછે, તેનાથી અન્ન ખવાશે,ભુખ લાગશે પચીને દસ્ત સાફ થશે,શરીરમા લોહી અને શકિત વધશેને ઝાડા મટશે.ખાસ અજમાવી જોવા ભલામણ છે. કીંરૂ.૨, અનુપાનના ડબાની કીં.રૂ ૨.

**અફીણનાશક ગુટી**—અફીણીઓને આ દવા એક માસ ખાવાથી અફીણ છોડાવે છે ફરી દવા કે અફીણ ખાવાની જરૂર રહેતી નથી; અફીણના પૈસા બરબાદ કરી શરીરને નુકશાન કરવા ઇચ્છતા મનુષ્યોએ જરૂર આ દવા વાપરવી.અફીણ છોડવા ભલામણછે. ડબી ૧ની કીં.રૂ

**જયગુટિકા**—આ દવાથી જે સ્ત્રીઓને ઋતુસ્ત્રાવ-અટકાવ ન આવતો હોય અટકાવ બે ત્રણ મહીના ચઢી જતો હોય તેને અટકાવ આવે છે; અનિયમીત અટકાવ આવતો હોય અને તે વખતે પેઢામાં દુઃખ થતું હોય તેને મટાડી નિયમસર અટકાવ લાવે છે અને રૂતુની પીડા મટાડે છે. કીં. રૂ. ૧

### ભુખ લગાડી ખાધું પચાવનાર દસ્ત સાફ લાવનાર

**આનંદવટી**—આ દવાથી કકડીને ભૂખ લાગે છે, ખાધેલું પાચન થાય છે અને નિયમસર દસ્ત આવે છે.પેટના વાયુને તેમ ગડગડાટને મટાડેછે, ખાવા ઉપર રૂચી થાયછે, અજીરણ મટાડેછે. ખરાબ ઓડકાર આવતા નથી અને મ્હોને સ્વાદિષ્ટ બનાવેછે. દરેક માણસે હંમેશાં એક ડબી પાસે રાખવીજ જોઇએ. કીં રૂ. ૧ )

દવે કેમીકલ વર્કસ—અમદાવાદ.

## કોલેરા પીલ્સ

ગમે તેવો કોલેરા, ઝાડો, ઉલટી અને ગોટલા ચઢતા હોય,માતાનું થયું હોય તેને આ દવા તુરત મટાડે છે. કીં. રુ. ૧)

**પેનહુરબામ**—આ બામ ચોપડવાથી-માથાનો દુઃખાવો,વા,ચસ્કા, કળતર, સંધિવા તરતજ મટે છે. કીં ૦-૮-૦ ત્રણની કીં. રુ. ૧ા

**બાલનાશક** પાઊડર—આ પાવડર પાણી સાથે મેળવી વાળ ઉપર લગાડવાથી તરત વાળ ખરી પડેછે. લાહ્ય કે બળતરા બળતીનથી. વાળ ઘણી લાબી મુદત સુધી ઉગતા નથી. ચામડી નરમ ને સુંવાળી રહે છે. કીં ૦-૮-૦ ત્રણ ડબીની કીં રૂ ૧ા

**જુલાબની ગોળી**—આ ગોળીથી ગળામા લાહ્ય કે ગરધરી બળતીનથી. પેટમાં વીણા ચુંટા થતા નથી અને બેચેની વગર જેટલી ગોળી ખાય તેથી બમણા જુલાબ થાયછે. અને મળ સાફ થાયછે. ડબી ૧ની કીં ૩ ૦ાા

**માથાનો પાવડર** -ચપટી સુંઘવાથી ગમે તેવું માથું ચઢ્યું હોય છે. તો તે અને આદાશીશી વીગેરે પણ મટી જાય છે. કીં.૦-૮-૦

**ખરજવાનો મલમ**—ગમે તેવું સુકું કે લીલુ ખરજવું ગમે તેટલું જુનું હશે તો પણ તે તથા હાડગંભીર આ દવાથી મટે છે. ખરજવાની દવા કરી કરીને થાકેલા હોય તેમને અજમાવવા ભલામણ છે. ડબી ૧ ની કીં. ૦ાા

**આઇડ્રોપ્સ**-આ દવાના આખમાં ટીપાં નાંખવાથી દુઃખવા આવેલી આંખોને આ દવા એકજ દિવસમાં મટાડેછે. આખની બળતરા, ઝાખ, અને દુઃખાવો મટાડી તેજ વધારે છે. કીં. રૂ. ૧-૦-૦

દવે કેમીકલ વર્કસ--અમદાવાદ.

**ઝાડાને મરડાની ગોળી**--ઝાડો ને મરડો આ ગોળીઓથી મટે છે, ગમે તો લોહી કે પરૂ ઝાડે પડતુ હશે કે પાતળા ઝાડા થતા હશે તોપણુ આ દવાથી મટે છે રૂ. ૦ાા

**દિલપસંદ વૅાટર**--આ સુગંધીદાર વોટર મુખપર લગાડવાથી મોં ઉપરના ખીલ,ડાઘા; કરોળીઆ વિગેરે મટાડેછે. અને મુખની કાળાશ મટાડી ખુબસુરત લાલશ આપેછે. કીં રૂ૦ાા ત્રણ બાટલીની કીં.૦-૮-૦

**સુખશાંતી લેપ**--ગમેતેવું ગડગુમડ ભરનીંગળ થતું હોય ને રૂઝ ન આવતી હોય તો આ મલમથી તરતજ રૂઝ આવે છે રૂ. ૦ાા

**નપુષકત્વ રિલેપ**-આ લેપ લગાડવાથી નસો સતેજ થાયછે અને ધાતુની નબળાઇ મટાડી બળવાન બનાવે છે ડબીની કીં રૂ. ૩-૦-૦

**દવેનું દંતમંજન**- દાંત દુ:ખતા હોય હાલતા હોય દાંતમાં સણકા નાંખતા હોય અવાળુ ફુલ્યુ હોય અને દાંત વહેલા પડી જતા હોય તો આ દંતમંજન દાતણ કરતી વખતે દાંતે ઘસવાથી દાતનાં તમામ દરદો, સણકા દાતનું હાલવુ,દાતની દુર્ગંધી મટાડે છે દાંત સ્વચ્છ ને મજબુત બને છે. અને અવાળાં મટાડી દાતને મજબુત કરે છે. કીં ૦ાા

**સાચા મોતીનો સુરમો**—આંખનાં ફુલ, છારી, રતાંધળાપણું, ખીલ અને ગરમી મટાડી આખતું તેજ વધારેછે.તો ૧ની કીં રૂ ૧)

**મોતીનો સફેદ સુરમો**—આખે થંડક આપેછે તો. ૧ની કીં રૂ.૨

**ચોખ્ખું મધ**—બાટલી ૧ ની કીં. રૂ. ૦ાાા

**આંબળાનો સુરમો**- મગજે અને આખે થંડક આપનાર અને ઉતમ છે. કીં રૂ. ૧ાા